મહાકવિ જગન્નાથ પંડિત વિરચિત

# "લહરી યુગલ"

(શ્રી યમુનાલહરી તથા શ્રી ગંગાલહરી)


ગોરધનદાસ ડાહ્યાભાઈ એન્જીનીઅર.

બી. એ. એલએલ. બી., સોલીસીટર.

મહાકવિ જગન્નાથ પંડિત વિરચિત

# "લહરી-યુગલ"

અર્થાત્

## શ્રીયમુનાલહરી (અમૃતલહરી) તથા શ્રીગંગાલહરી (પીયૂષલહરી)

નું

## સમશ્લોકી ભાષાન્તર

શી પુણ્યતીર્થવર આ સુખદ પ્રયાગે
ભેટે સહર્ષ યમુના પ્રિય જાહ્નવીને !
ઇંદીવરે ધવલપંકજમાળ ગુંથી !
કે ઇંદ્રનીલમણિ મૌક્તિક માળ બાંધી ?

( શ્રી રામચરિતામૃત ).


અનુવાદક તથા પ્રકાશક:

**ગોરધનદાસ ડાહ્યાભાઈ એન્જીનીયર,**

બી. એ , એલએલ. બી., સોલીસીટર.



સંવત ૧૯૯૫ . સને ૧૯૩૮

મૂલ્ય રૂા. ૦-૪-૦.

મુદ્રક—રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઈ, બી. એ.
મુદ્રણસ્થાન—"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન
સર્કલ, કોટ, મુંબઈ



પ્રકાશક:—ગોરધનદાસ ડાહ્યાભાઈ એન્જીનીયર,
મહારાજ મેન્શન, સેંડહર્સ્ટ રોડ,
મુંબઈ નં. ૪.

महाकविजगन्नाथपंडितविरचिता

# श्री य मु ना-ल ह री

कदा वृंदारण्ये विपुलयमुनातीरपुलिने
चरंतं गोविंदं हलधरसुदामादिसहितम् ।
अहो कृष्ण स्वामिन् मधुरमुरलीमोहन विभो
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥

कदाचित्कालिंदीतटविपिनसंगीतकरवो
मुदाभीरीनारीवदनकमलास्वादमधुपः ।
रमाशंभुब्रह्मामरपतिगणेशार्चितपदो
जगन्नाथस्वामी नयनपथगामी भवतु मे ॥

सदैव नंदनंदकेलिशालिकुंजमंजुला
तटोत्थफुल्लमल्लिकाकदंबरेणुमुज्ज्वला ।
जलावगाहिनां नृणां भवाब्धिसिंधुपारदा
धुनोतु मे मनोमलं कलिंदनंदिनी सदा ॥



# श्री यमुना-लहरिः

मातः पातकपातकारिणि तव प्रातः प्रयातस्तटं
यः कालिन्दि महेन्द्रनीलपटलस्निग्धां तनुं वीक्षते ।
तस्यारोहति किं न धन्यजनुषः स्वान्तं नितान्तोल्लस-
न्नीलाम्भोधरवृन्दवन्दितरुचिर्देवो रमावल्लभः ॥ १ ॥

नित्यं पातकभङ्गमङ्गलजुषां श्रीकण्ठकण्ठत्विषां
तोयानां यमुने तव स्तवविधौ को याति वाचालताम् ।
येषु द्राग्विनिमज्ज्य सज्जतितरां रम्भाकराम्भोरुह-
स्फूर्जच्चामरवीजितामरपदं जेतुं वराको नरः ॥ २ ॥

# શ્રી યમુના લહરી

મા હો પાતકતાપહારિણિ! તવ પ્રાંતે પળંતાં વટે,
જે કાલિન્દિ! મહેન્દ્રનીલપટશી[1] સ્નિગ્ધા સુકાયા જુએ,[2]
આરોહે કયમ તેહ ધન્ય જનનાં ચિત્તે ન ઉલ્લાસતા,
નીલાંભોધરવૃન્દવંદિતરૂચિ[3] શ્રી વલ્લભ પ્રેમથી? ૧

પાપો ભંગ કરંત મંગલ અમી રેલન્ત અવ્યાહત,[4]
ને જે કાન્તિ ધરંત નીલવરણા શ્રીકંઠના[5] કંઠની,
એવાં જે જળ આપનાં રવિસુતે! આનન્દ વર્ષાવતાં,
તેનાં કીર્તન વર્ણન સ્તવનમાં ક્હોની સ્ફુરે ભારતી?[6]
જેમાં સ્નાન કરી વરાક પુરુષે[7] સૌ પાપરાકા થકી,[8]
પામી મુક્તિ સુશક્તિસજ્જિત થતો પુણ્યપ્રભાવે કરી
જીતી ભોગવવા મહાન મઘવા[9] દેવેન્દ્ર કેરૂં પદ,
જે'ને ચામર ઢાળતાં રસવતાં રંભાકરાંભોરુહો.[10] ૨

૧ મ્હોટા ઈંદ્રનાં ભૂરાં પટકૂલ જહેવી. ૨ સારી કાયા–સુંદર પ્રવાહનાં દર્શન દે. ૩ ભૂરાં વાદળાંના સમૂહથી વંદન કરાયલી છે જેની કાંતિ એ'વા. ૪ અખંડિત. ૫ મહાદેવના. ૬ વાણી. ૭ ક્ષુદ્ર પુરુષ પણ. ૮ પાપની રાત્રિમાંથી. ૯ ઈન્દ્ર. ૧૦ રંભાના કરરૂપી કમળો.

दानान्धीकृतगन्धसिन्धुरघटागण्डप्रणालीमिल-
भृङ्गालीमुखरीकृताय नृपतिद्वाराय बद्धोऽञ्जलिः ।
त्वत्कूले फलमूलशालिनि मम श्लाघ्यामुरीकुर्वतो
वृत्तिं हन्त मुनेः प्रयान्तु यमुने वीतज्वरा वासराः ॥ ३ ॥

अन्तर्मौक्तिकपुञ्जमञ्जिम बहिः स्निग्धेन्द्रनीलप्रभं
मातर्मे मुदमातनोतु करुणावत्या भवत्याः पयः ।
यद्रूपद्वयधारणादिव नृणामाचूडमामज्जतां
तत्कालं तनुतेतरां हरिहराकारामुदारां तनुम् ॥ ४ ॥

तावत्पापकदम्बडम्बरमिदं तावत्कृतान्ताद्भयं
तावन्मानसपद्मसद्मनि भवभ्रान्तेर्महानुत्सवः ।
यावल्लोचनयोः प्रयाति न मनागम्भोजिनीबन्धुजे
नृत्यत्तुङ्गतरङ्गभङ्गिरुचिरो वारां प्रवाहस्तव ॥ ५ ॥

દાનો[૧૧] નિર્ઝરતાં સુઘટ્ટ વહતા સૌગંધ ચારે દિશે,
એ'વા દાનઝરંત કુંજરતણાં ગંડસ્થળે ગુંજતા
ભૃંગોથી અતિ ગાજતાં નૃપતિનાં દ્વારે રચી અંજલિ,
"પામું કૈંક કૃપાકટાક્ષ નૃપનાં "એ આશ ધારી રહ્યો.
શ્લાઘ્યા[૧૨] વૃત્તિ મહામુનીન્દ્ર-જનની વ્હાલી ગણી હું ધરૂં,
મૂલો ને ફલફૂલથી સુખદ તે ત્હારે કિનારે કરૂં;
ન્હાવાં હે યમુને ! કુબુદ્ધિ સહુને ત્યાગી કરૂં પ્રાર્થના,
તાપ ક્લેશ વિના દિનો મમ વહો આરાધનાધ્યાનમાં. ૩

જે છે ઉજ્જ્વલ અંતરે મણિ અને મુક્તાતણા પુંજથી,
ને સ્નિગ્ધેન્દ્રસુનીલ કાન્તિ સરખી છે બાહ્ય જે'ની પ્રભા;
એ'વું જે કરૂણાવતી તમતણું પુણ્યપ્રભાળું જળ,
તે મારાં મનમાં ભરો જનનિ હે આમોદ શાન્તિપ્રદ.
જેનાં આવિધરૂપ ઉજ્જ્વળ અને નીલપ્રભાવંત એ,
તે તારાં જળમાં સચૈલ કરતા સ્નાનો જનો તેહને
અર્પે તત્ક્ષણ તે રમાવર[૧૩] અને શૈલેન્દ્રજાનાથશું,[૧૪]
રમ્યા કાન્તિવતું ઉદાર સુતનુ સૌંદર્યરેખાવતું. ૪

ત્યાં સુધી ભય મૃત્યુનો, દુરિતના પુંજો તણો ડંબર,[૧૫]
આ'વો માનસપદ્મસદ્મનિ ![૧૬] ભવ-ભ્રાન્તો-વળો ઉત્સવ
જ્યાં સુધી લવ દૃષ્ટિ એ નવ પડે અંભોજિનીબંધુજે ![૧૭]
નૃત્યે તુંગતરંગભંગરૂચિરા[૧૮] વારિપ્રવાહો તવ. ૫

---

૧૧ મદ. ૧૨ પ્રશંસા કરવા યોગ્ય. ૧૩ લક્ષ્મીના પતિ વિષ્ણુ ૧૪ હિમાલયપુત્રી ઉમાના પતિ મહાદેવ તેના જેવું. ૧૫ સમૂહ. ૧૬ યમુના- માનસ સરોવરનું કમળ છે સદન જેનું એ'વી ૧૭ પદ્મિનીના બંધુ સૂર્ય તેની પુત્રી-યમુના. ૧૮ ઉંચા મોજાંના ઉછળવાથી સુંદર લાગતા.

कालिन्दीति कदापि कौतुकवशात्त्वन्नामवर्णानिमा-
न्व्यस्तानालपतां नृणां यदि करे खेलन्ति संसिद्धयः।
अन्तर्ध्वान्तकुलान्तकारिणि तव क्षिप्तामृते वारिणि
स्नातानां पुनरन्वहं स महिमा केनाधुना वर्ण्यते ॥ ६ ॥

स्वर्णस्तेयपरानपेयरसिकान्पाथःकणास्ते यदि
ब्रह्मघ्नान्गुरुतल्पगानपि परित्रातुं गृहीतव्रताः।
प्रायश्चित्तकुलैरलं तदधुना मातः परेताधिप-
प्रौढाहंकृतिहारिहुंकृतिमुचामग्रे तव स्रोतसाम् ॥ ७ ॥

पायं पायमपायहारि जननि स्वादु त्वदीयं पयो
नायं नायमनायनीमकृतिनां मूर्तिं दृशोः कैशवीम्।
स्मारं स्मारमपारपुण्यविभवं कृष्णेति वर्णद्वयं
चारं चारमितस्ततस्तव तटे मुक्तो भवेयं कदा ॥ ८ ॥

मातर्वारिणि पापहारिणि तव प्राणप्रयाणोत्सवं
संप्राप्तेन कृतां नरेण सहतेऽवज्ञां कृतान्तोऽपि यत्।
यद्वा मण्डलभेदनादुदयिनीश्चण्डद्युतिर्वेदना-
श्चित्रं तत्र किमप्रमेयमहिमा प्रेमा यदौत्पत्तिकः ॥ ९ ॥

"કાલિન્દી" કહિ નામ વર્ણું તવ એ જો કૌતુકે ઉલટા,
ઉચ્ચારંત જનો તણા કર વિશે ખેલન્તી સંસિદ્ધિઓ;
અંતર્ધ્વાંતકુલાન્તકારિણિ![19] વહા તારાં સુધાળાં જળે,
નિત્યે સ્નાન કરંતનો સુમહિમા વર્ણી શકે કો હવાં! ૬

સોનાનાં હરણે પટુ, ગુરૂતણી ભાર્યા તણા ગામી ને,
બ્રહ્મઘ્નાદિતણાં સુરક્ષણ વિશે તારાં જળો મા! વતી;
પ્રાયશ્ચિત્ત વૃથા તહા તુજતણા પ્રેતાધિપોના[20] મહા,
ગર્વો ખર્વકરન્ત[21] હુંકૃતિથકી[22] સ્નાતોતણી સંમુખે. ૭

પીપીને જ અપાયહારિ! જનનિ! સ્વાદુ તમારૂં જળ,
દુષ્ટોને અતિ દુર્લભા હરિતણી મૂર્તિ નિહાળી સદા,
જે બે અક્ષર "કૃષ્ણ" તે રટી રટી પુણ્યપ્રભાળા મહા,
હું તારે તટ આમ તેમ અટતો રે મુક્ત થાઉં કદા. ૮

મા! હા! પ્રાણ વિસર્જનોત્સવસમે[23] તારાં જનો જે કરે,
હેલા તેહસહે કૃતાન્ત[24] પણ જો હે પાપ-સંહારિણિ,[25]
ને જો મંડલભેદને[26] દુઃખસહે ચંડાંશુ[27] થાતાં ઉદે,
તો આશ્ચર્ય કયું? અપારમહિમા ઔત્પત્તિક પ્રેમ[28] એ. ૯

---

૧૯ અંતરના અંધકારના સમૂહને નાશ કરનારી, યમુના. ૨૦ પ્રેતના અધિપતિઓ. ૨૧ ગર્વનો નાશ કરનાર. ૨૨ "હું"કાર માત્રથી. ૨૩ પ્રાણત્યાગ-મરણના ઉત્સવ સમયે. ૨૪ યમરાજ-કાળ. ૨૫ પાપનો નાશ કરનારી-યમુના. ૨૬ મંડળનાં વીંધાવાથી. ૨૭ સૂર્ય. ૨૮ ઉત્પત્તિ-કુળના સંબંધથી-સગપણના સંબંધથી ઉત્પન્ન થતો પ્રેમ.

संज्ञाकान्तसुते कृतान्तभगिनि श्रीकृष्णनित्यप्रिये
पापोन्मूलिनि पुण्यधात्रि यमुने कालिन्दि तुभ्यं नमः ।
एवं स्नानविधौ पठन्ति खलु ये नित्यं गृहीतव्रता-
स्तानामश्रितसंख्यजन्मजनितं पापं क्षणादुज्झति ॥ १० ॥

अयं पण्डितराजेन श्रीजगन्नाथशर्मणा ।
स्तवः कलिन्दनन्दिन्या निर्मलो निरमीयत ॥ ११ ॥

इति पण्डितराजश्रीजगन्नाथकृता यमुनालहरिः समाप्ता ।

---

"સંજ્ઞા-કાંત-સુતે ![૨૯] કૃતાન્તભગિનિ ![૩૦] શ્રીકૃષ્ણનિત્યપ્રિયે[૩૧]
પાપોન્મૂલિનિ ! પુણ્યધાત્રિ ! યમુને ! કાલિન્દિ ! વંદું તને;"
એ'વું સ્નાન કરંત જેહ રટતાં નિત્યે ધરીને વ્રત,
તેનાં સપ્તપદો સમાં જનમનાં[૩૨] પાપો ક્ષણે સૌ ટળે.૧૦

રચ્યું આ કવિ રાજેન્દ્ર શ્રી જગન્નાથ પંડિતે,
સ્તવન નિર્મળું આ'વું કલિન્દનંદિની તણું. ૧૧

---

૨૯ સંજ્ઞાના પતિ સૂર્ય તેની પુત્રી યમુના. ૩૦ યમરાજની બ્હેન યમુના. ૩૧ નાં શ્રી કૃષ્ણ સદાનાં પ્રિય-યમુના. ૩૨ "સંજ્ઞાકાંતસુતે" આદિ સાત પદો જેવાં સાત જન્મોનાં.

## ॥ श्रीयमुनाष्टकम् ॥

नमामि यमुनामहं सकलसिद्धिहेतुं मुदा
मुरारिपदपङ्कजस्फुरदमन्दरेणूत्कटाम् ।
तटस्थनवकाननप्रकटमोदपुष्पाम्बुना
सुरासुरसुपूजितस्मरपितुः श्रियं बिभ्रतीम् ॥ १ ॥

कलिन्दगिरिमस्तके पतदमन्दपूरोज्ज्वला
विलासगमनोल्लसत्प्रकटगण्डशैलोन्नता ।
सघोषगतिदन्तुरा समधिरूढदोलोत्तमा
मुकुन्दरतिवर्धिनी जयति पद्मबन्धोः सुता ॥ २ ॥

૨૧૬૬૭

# શ્રી યમુનાજીની આરતી

જય જય શ્રી યમુને !

સુરરિપુ પદપંકજની ઉત્કટરેણુ ભરી;
મા ! સ્ફુરતી રેણુભરી,
મા ! અગણિત રેણુભરી;
સકલસિદ્ધિ દેનારી (૨) વંદું હર્ષ ધરી—જય જય૦ ૧

તટ—નવ—કાનનપ્રકટિતહર્ષસમાં સુમને,
મા ! સુરભિ સુવારિકણે
સુરઅસુરોથી પૂજિત (૨) સ્મરપિતુ-કાંતિ-ઘને,
વંદું શ્રી યમુને—જય જય૦ ૨

કલિન્દગિરિ શિર પડતાં વેગવતાં પૂરે,
મા ! વેગવતાં પૂરે,
ઉજ્જ્વળ કે'વાં શોભો (૨) પ્રિયસ્મરણ મધુરે—જય જય૦ ૩

વિલાસગમને શોભનદર્શનવતી શિલા,
મા ! દર્શનવતી શિલા;
તે થકી ઉન્નત લાગો (૨) વિલસનગમન શીલા—જય જય૦ ૪

મંજુલ કલકલ ગાને સુરભરી મૃદુ ચાલે,
મા ! સુરભરી મૃદુ ચાલે;
વિધ વિધ ભાવ ભરેલાં,
ઉત્તમ ઝુલે ચઢેલા શોભો રસબાલે—જય જય૦ ૫

મુકુન્દની ભક્તો પર રતિ વિકસાવંતાં,
મા ! રતિ વિકસાવંતાં;
જય પદ્મિની-બંધુ-સુતા ! (૨) નિત્યવિજયવંતાં—જય જય૦ ૬

भुवं भुवनपावनीमधिगतामनेकस्तवैः
प्रियाभिरिव सेवितां शुकमयूरहंसादिभिः ।
तरङ्गभुजकङ्कणप्रकटमुक्तिकावालुका-
नितम्बतटसुन्दरीं नमत कृष्णतुर्यप्रियाम् ॥ ३ ॥

अनन्तगुणभूषिते शिवविरञ्चिदेवस्तुते
घनाघननिभे सदा ध्रुवपराशराभीष्टदे ।
विशुद्धमथुरातटे सकलगोपगोपीवृते
कृपाजलधिसंश्रिते मम मनः सुखं भावय ॥ ४ ॥

ભુવનો પાવન કરવા અવનીતલ ઉતર્યાં,
મા ! અવનીતલ ઉતર્યાં;
શુક મયૂર હંસોથી,
પ્રિયાપેર સુસ્વનથી સેવિત નિત્ય ઠર્યાં–જય જય૦ ૭

તરંગ–ભુજ–કંકણુનાં રેતી સમ મોતી,
મા ! રેતી સમ મોતી;
[1]નિતંબ તટ પર ઝળકી (૨) દે કાન્તિ જ્યોતિ–જય જય૦ ૮

કૃષ્ણ તણાં એ'વાં એ તુર્યપ્રિયાપદે,
એ તુર્યપ્રિયાપદે;[2]
પ્રેમધરી સૌ પ્રણુમો (૨) જય યમુને વરદે–જય જય૦ ૯

કૃષ્ણુતણા સૌ ગુણુથી ભૂષિત, ઘનકાંતિ,
મા ! ભૂષિત ઘનકાંતિ;
શિવ વિરંચિ સુરગાને (૨) પ્રસન્નમનશાંતિ–જય જય૦ ૧૦

ધ્રુવપરાશરાદિકને ઇચ્છિત વર દેતાં,
મા! ઇચ્છિત વર દેતાં;
વિશુદ્ધ મથુરા તટપર
સકલ ગોપગોપીથી વીંટળાઇ રહેતાં–જય જય૦ ૧૧

કૃપાજલધિ તમ શરણે કૃપાજલધિશરણે,
મા ! કૃપાજલધિશરણે;
કૃષ્ણુસ્વરૂપ અનુભવનું (૨) દ્યો સુખ મમમનને–જય જય૦ ૧૨

---

૧ ઢાળવાળો કિનારો. ૨ ચરણ.

यया चरणपद्मजा मुररिपोः प्रियम्भावुका
समागमनतोऽभवत् सकलसिद्धिदा सेवताम् ।
तया सदृशतामियात् कमलजासपत्नीव य-
द्धरिप्रियकलिन्दया मनसि मे सदा स्थीयताम् ॥५॥

नमोऽस्तु यमुने सदा तव चरित्रमत्यद्भुतं
न जातु यमयातना भवति ते पयःपानतः ।
यमोऽपि भगिनीसुतान् कथमु हन्ति दुष्टानपि
प्रियो भवति सेवनात् तव हरेर्यथा गोपिकाः ॥ ६ ॥

ममास्तु तव सन्निधौ तनुनवत्वमेतावता
न दुर्लभतमा रतिर्मुररिपौ मुकुन्दप्रिये ।
अतोऽस्तु तव लालना सुरधुनी परं सङ्गमात्
तवैव भुवि कीर्तिता न तु कदापि पुष्टिस्थितैः ॥७॥

સકલ સિદ્ધિ દેનારાં નિજ સેવક જનને,
વળી પ્રિય મુરરિપુમનને;
ચરણપદ્મજા શોભે (૨) તે તમ શુભ મિલને—જય જય૦ ૧૩

એવાં તમ તોલે મા! કમળા કહિ આવે,
મા! સપત્નિના ભાવે;
હરિપ્રિયા કાલિન્દી,
દોષહરા કાલિન્દી મમ મન નિત ભાવે—જય જય૦ ૧૪

નમન સદા શ્રી યમુને અદ્ભુત તમ લીલા,
મા! કૃષ્ણસમી લીલા;
તમ પયપાને ન કહિ (૨) યમપીડન હઠીલાં—જય જય૦ ૧૫

યમ પણ ભગિનીસુત શેં દુષ્ટ છતાંય હણે?
મા! દુષ્ટ છતાં ન હણે;
તમ સેવક ગોપી શો (૨) પ્રિય હરિનાં મનને—જય જય૦ ૧૬

તનુ નવત્વ મારૂં હો આપતણી નિકટે,
મા! આપતણી નિકટે;
એહ થકી મુરરિપુમાં (૨) રતિ સહજે પ્રકટે—જય જય૦ ૧૭

મુકુંદનાં પ્રિય! એથી લાલન તમ હોજો,
મા! લાલન તમ હોજો;
નવ તનુ પ્રકટે તાવત (૨) સ્તુતિરૂપી હોજો—જય જય૦ ૧૮

તમસંગમથી સુરધુની ભૂતલ વખણાતાં,
મા! ભૂતલ વખણાતાં;
પુષ્ટિસ્થિત નવ તે વિણ (૨) સુરધુનીને ધ્યાતાં—જય જય૦ ૧૯

स्तुतिं तव करोति कः कमलजासपत्नि प्रिये
हरेर्यदनुसेवया भवति सौख्यमामोक्षतः ।
इयं तव कथाधिका सकलगोपिकासङ्गम-
स्मरश्रमजलाणुभिः सकलगात्रजैः सङ्गमः ॥ ८ ॥

तवाष्टकमिदं मुदा पठति सूरसूते सदा
समस्तदुरितक्षयो भवति वै मुकुन्दे रतिः ।
तया सकलसिद्धयो मुररिपुश्च सन्तुष्यति
स्वभावविजयो भवेद्वदति वल्लभः श्रीहरेः ॥ ९ ॥

॥ इति श्रीमद्वल्लभाचार्यविरचितं श्रीयमुनाष्टकं सम्पूर्णम् ॥

કમળાતણાં સપત્નિ હરિપ્રિયે યમુને,
મા! હરિપ્રિયે યમુને;
રસેશ સમ રસને કો (૨) સ્તવી શકે તમને?—જય જય૦ ૨૦
હરિ પછી કમળા કેરૂં સેવન સુખ આપે,
મા! સેવન સુખ આપે;
પણ તે મોક્ષ સુધીનું! (૨) સાયુજ્ય નવ આપે—જય જય૦ ૨૧
કથા ત્હમારી યમુને અધિકા કે તમથી,
મા! ઉત્તમ કે તમથી;
સકળ ગોપિકા સંગમ—
સ્મરશ્રમજલકણસંગમ સઘળાં ગાત્રજથી—જય જય૦ ૨૨

યમુનાષ્ટક આ હર્ષે રવિજે જે ભણતા,
મા! જે નિત્યે ભણતા;
મુકુંદમાં રતિ તેની (૨) દુરિતો સૌ ટળતાં—જય જય૦ ૨૩
સકલ સિદ્ધિઓ તેથી મુરરિપુ તુષ્ટ થતા,
મા! મુરરિપુ તુષ્ટ થતા;
સ્વભાવનો જય થાયે (૨) હરિવલ્લભ ભણતા—જય જય૦ ૨૪

---

આ જ લેખકની રસાત્મક કૃતિઓ

# "શ્રીરામચરિતામૃત"

પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં
પહેલા નંબરનું ઇનામ જીતનારૂં કાવ્ય
મૂલ્ય છ આના

---

કવિવર રવીન્દ્રનાથ ઠાકુર કૃત

# "ઉત્સર્ગ"

નું
પદ્યાત્મક ભાષાન્તર
મૂલ્ય સવા રૂપીઓ

---

# "પ્રભાત ફેરી"

રાષ્ટ્રીય ગીતોનો સંગ્રહ
મૂલ્ય દોઢ આનો


મળવાનું ઠેકાણું:—

ગોરધનદાસ ડાહ્યાભાઇ એન્જીનીયર,

મહારાજ મેન્સન, સેંડહર્સ્ટ રોડ, મુંબઈ નં. ૪.

महाकविजगन्नाथपंडितविरचिता

# श्री गं गा-ल ह री

कदा मामाभीतं भवजलधितस्तापसतनुं
गतारागं गंगातटगिरिगुहावाससहनम् ।
जपंतं हे विष्णो सुरवर रमेशेति सततं
समभ्येत्योदारं कमलनयनो वक्ष्यति वचः ॥

यः षड्वक्त्रगजाननाद्भुतसुताविष्कारणव्यंजिता-
ऽचिंत्योत्पादनवैभवां गिरिसुतां मायां निजांगे दधत् ।
सेव्यां संसृतिहानये त्रिपथगां विद्यां च मूर्ध्ना वहन्
स्वं ब्रह्मत्वमभिव्यनक्ति भजतः पायात्स गंगाधरः ॥

मातः शैलसुतासपत्नि वसुधाशृंगारहारावलि
स्वर्गारोहण-वैजयन्ति भवतीं भागीरथीं प्रार्थये ।
त्वत्तीरे वसतस्त्वदम्बु पिबतस्त्वद्वीचिषु प्रेंखतस्
त्वन्नाम स्मरतस्त्वदर्पितदृशः स्यान्मे शरीरव्ययः ॥



# ॥ श्री गंगालहरी ॥



समृद्धं सौभाग्यं सकलवसुधायाः किमपि त-
न्महैश्वर्यं लीलाजनितजगतः खण्डपरशोः ।
श्रुतीनां सर्वस्वं सुकृतमथ मूर्तं सुमनसां
सुधासौन्दर्यं ते सलिलमशिवं नः शमयतु ॥ १ ॥

दरिद्राणां दैन्यं दुरितमथ दुर्वासनहृदां
द्रुतं दूरीकुर्वन्सकृदुपगतो दृष्टिसरणिम् ।
अपि द्रागाविद्याद्रुमदलनदीक्षागुरुरिह
प्रवाहस्ते वारां श्रियमयमपारां दिशतु नः ॥ २ ॥

उदञ्चन्मार्तण्डस्फुटकपटहेरम्बजननी-
कटाक्षव्याक्षेपक्षणजनितसंक्षोभनिवहाः ।
भवन्तु त्वङ्गन्तो हरशिरसि गङ्गातनुभुव-
स्तरङ्गाः प्रोत्तुङ्गा दुरितभयभङ्गाय भवताम् ॥ ३ ॥

तवालम्बादम्ब स्फुरदलघुगर्वेण सहसा
मया सर्वेऽवज्ञासरणिमथ नीताः सुरगणाः ।
इदानीमौदास्यं भजसि यदि भागीरथि तदा
निराधारो हा रोदिमि कथय केषामिह पुरः ॥४॥

# શ્રી ગંગાલહરી



સુધાકેરી શોભા અનુપમિત સૌભાગ્ય જગનું,
સૃજે લીલાએ જે જગત પરમૈશ્વર્ય શિવનું,
શ્રુતિનું સર્વસ્વ, સુકૃત સુમનોનું[1] સશરીર,
તમારૂં તે મોંઘું સલિલ અઘઓઘું[2] અમ હરો. ૧

પડે દૃષ્ટિએ ને ઝટ અપહરે જે અધનતા
દરિદ્રોની, ઝેરી કુટિલ જન-કેરી કુટિલતા,
અવિદ્યાવૃક્ષોના દલનકર દીક્ષાગુરૂ અહીં,
પ્રવાહોની ધારા તમ સભર મારાં નિધિ ભરો. ૨

ગણેશાંબાકેરાં ઉદિત રવિશાં રક્ત નયનો,
કટાક્ષોએ તેનાં, ભયનિવહ[3] જેમાં પ્રકટતાં
રહે કંપી એવા હરશિરવિશે ગંગતનુના
તરંગો પ્રોત્તુંગી[4] દુરિતભયભંગી તમ બનો. ૩

તમારા આધારે જનનિ ! અતિ ગર્વોદ્ધત મને,
સુરોનાં વૃંદોને પરમ અપમાને અવગણ્યાં;
થશો માયા ત્યાગી વિમુખ અયિ ભાગીરથિ ! વદ
રડું ક્યાં હું મારાં દુઃખ, વિણુ તમારાં શરણુમાં ? ૪

---

૧ દેવોનું. ૨ પાપપુંજ. ૩ ભયસમૂહ. ૪ ઉંચા.

स्मृतिं याता पुंसामकृतसुकृतानामपि च या
हरत्यन्तस्तन्द्रां तिमिरमिव चन्द्रांशुसरणिः ।
इयं सा ते मूर्तिः सकलसुरसंसेव्यसलिला
ममान्तःसंतापं त्रिविधमपि पापं च हरताम् ॥५॥

अपि प्राज्यं राज्यं तृणमिव परित्यज्य सहसा
विलोलद्वानीरं तव जननि तीरं श्रितवताम् ।
सुधातः स्वादीयः सलिलभरमातृप्ति पिबतां
जनानामानन्दः परिहसति निर्वाणपदवीम् ॥ ६ ॥

प्रभाते स्नान्तीनां नृपतिरमणीनां कुचतटी-
गतो यावन्मातर्मिलति तव तोयैर्मृगमदः ।
मृगास्तावद्वैमानिकशतसहस्रैः परिवृता
विशन्ति स्वच्छन्दं विमलवपुषो नन्दनवनम् ॥ ७ ॥

स्मृतं सद्यः स्वान्तं विरचयति शान्तं सकृदपि
प्रगीतं यत्पापं झटिति भवतापं च हरति ।
इदं तद्गङ्गेति श्रवणरमणीयं खलु पदं
मम प्राणप्रान्ते वदनकमलान्तर्विलसतु ॥ ८ ॥

यदन्तः खेलन्तो बहुलतरसंतोषभरिता
न काका नाकाधीश्वरनगरसाकाङ्क्षमनसः ।
निवासाल्लोकानां जनिमरणशोकापहरणं
तदेतत्ते तीरं श्रमशमनधीरं भवतु नः ॥ ९ ॥

न यत्साक्षाद्वेदैरपि गलितभेदैरवसितं
न यस्मिञ्जीवानां प्रसरति मनोवागवसरः ।

ન કીધાં સત્કાર્યો કદિ યદિ અનાર્યેય સ્મરતાં
હરે તેની તંદ્રા તિમિર જ્યમ ચંદ્રાંશુ હરતાં
સુમૂર્તિ આ તારી સકલ સુરસંસેવ્ય–સલિલા
મમાંતઃસંતાપો ત્રિવિધ સહુ પાપો પરિહરો. ૫

મહા મોટું રાજ્યે તૃણસમ કરી ત્યાગ સહસા,
વસંતા વાનીરે[૫] લલિત તવ તીરે જનનિ! જે
સુધાથીએ મીઠાં સલિલ તમ પીતાં ધરઈ જે,
જનો એવાઓનો હરખ હસતો મોક્ષપદને. ૬

બન્યાં સ્નાને ભીનાં નૃપતિરમણીનાં કુચયુગો
પ્રભાતે ચોળંતાં મૃગમદ[૬] ભળંતાં તમ જળે
વિમાને આનંદે અમરગણસંગે મૃગ જતાં
ધરીને સ્વચ્છંદે વિમલવપુને નંદનવને. ૭

મને શાંતિ આપે સ્મરણ કરતાં એકજ પલ,
મુખે ગાતાં પાપો ત્વરિત ભવતાપો પરિહરે
અહો! "ગંગા" એવું શ્રવણમધુરૂં પદ તમ,
સદા જિહ્વાપ્રાન્તે જનમજનમાન્તે વિલસજો. ૮

કરી ક્રીડા હોંસે પરમ પરિતોષે તમ જલે,
ન લાગો આકાંક્ષા સુરપતિપુરીની મન ધરે;
નિવાસે લોકોના પ્રભવલયશોકો[૭] અપહરે,
કિનારો તે તારો શ્રમશમનહારો અમ બનો. ૯

ન જે આવે વેદે ગતનિખિલભેદે[૮] સમજમાં
ન થાતી જીવોનાં મનવચનની જ્યાં ગતિ જરા

---

૫ નેતરના ઝુંડ. ૬ કસ્તુરી. ૭ જન્મમરણના શોક. ૮ વેદો કે જેમાંથી બધા ભેદો ટળી ગયા છે.

निराकारं नित्यं निजमहिमनिर्वासिततमो
विशुद्धं यत्तत्त्वं सुरतटिनि तत्त्वं न विषयः ॥ १० ॥

महादानैर्ध्यानैर्बहुविधवितानैरपि च य-
न्न लभ्यं घोराभिः सुविमलतपोराशिभिरपि ।
अचिन्त्यं तद्विष्णोः पदमखिलसाधारणतया
ददाना केनासि त्वमिह तुलनीया कथय नः ॥ ११ ॥

नृणामीक्षामात्रादपि परिहरन्त्या भवभयं
शिवायास्ते मूर्तेः क इह महिमानं निगदतु ।
अमर्षम्लानायाः परममनुरोधं गिरिभुवो
विहाय श्रीकण्ठः शिरसि नियतं धारयति याम् ॥१२॥

विनिन्द्यान्युन्मत्तैरपि च परिहार्याणि पतितै-
रवाच्यानि व्रात्यैः सपुलकमपास्यानि पिशुनैः ।
हरन्ती लोकानामनवरतमेनांसि कियतां
कदाप्यश्रान्ता त्वं जगति पुनरेका विजयसे ॥ १३ ॥

स्खलन्ती स्वर्लोकादवनितलशोकापहृतये
जटाजूटग्रन्थौ यदसि विनिबद्धा पुरभिदा ।
अये निर्लोभानामपि मनसि लोभं जनयतां
गुणानामेवायं तव जननि दोषः परिणतः ॥ १४ ॥

जडानन्धान्पङ्गून्प्रकृतिबधिरानुक्तिविकलान्
ग्रहग्रस्तानस्ताखिलदुरितनिस्तारसरणीन् ।

નિરાકારી નિત્યા સ્વગતમહિમાથી તમ[૯] હરે
વિશુદ્ધા તે વસ્તુ સુરતટિનિ! તે તું અવિષયા[૧૦]. ૧૦

મહા દાને ધ્યાને બહુવિધ વિતાને[૧૧] પણ નહીં
થતી પ્રાપ્તિ જેની કઠિન વિમળાં કો તપ થકી
મહાવિષ્ણુનું એ અગમપદ તું જે સહજમાં
હિયે તે કો'નાથી ઉચિત તુલનીયા વદ જરા! ૧૧

હરે જે દક્પાતે[૧૨] જગતજનનાં તે ભવભયો
શિવા એ મૂર્તિનો પરમ મહિમા કો વરણવે?
અતિક્રોધે ગ્લાના હિમ-ગિરિસુતાનાં મનવવાં
ત્યજી, મૂર્તિ તારી નિયત મદનારિ[૧૩] શિર ધરે. ૧૨

મહોન્મત્તો નિંદે, પતિત પણ સંગે નવ કરે,
અવાચ્ય વ્રાત્યો[૧૪]ને પિશુન[૧૫] પુલકી ત્યાજ્ય જ ગણે
હરંતી એ'વાં એ દુરિત જનનાં એકલપણે,
છતાં તું અશ્રાન્તા વિજયભરશાંતા[૧૬] જગતમાં. ૧૩

સ્ખલંતી સ્વર્ગેથી અવનિતલ સંતાપ હરવા,
જટાજૂટે તું જે ગ્રથિતવિનિબદ્ધા[૧૭] શિવથકી;
અરે નિર્લોભીનાં, પણ ચલિત લોભે મન કરે,
ગુણો એ તારાનો પ્રતિફલિત[૧૮] આ દોષ જનનિ! ૧૪

જનો અંધાં ગૂંગાં બધિર ગતિહીનાં જડમતિ,
ગ્રહગ્રસ્તા[૧૯] જેનાં અખિલ દુરિતે નાશ ન કદિ

---

૯ અંધારૂ, અજ્ઞાન. ૧૦ મન, વાણી અને બુદ્ધિનો જે વિષય થઈ શકતી નથી. ૧૧ યજ્ઞો. ૧૨ નેત્રકટાક્ષે. ૧૩ કામદેવના શત્રુ શિવ. ૧૪ ગર્ભાધાન આદિ સંસ્કારરહિત. ૧૫ દુર્જન, ખલ. ૧૬ સંપૂર્ણ વિજયથી શાંત. ૧૭ ગુંથીને બાંધેલી. ૧૮ નિવડેલો, પરિણામ પામેલો. ૧૯ આદિત્યાદિ નવગ્રહો વડે પીડાયલા.

निलिम्पैर्निर्मुक्तानपि च निरयान्तर्निपततो
नरानम्ब त्रातुं त्वमिह परमं भेषजमसि ॥ १५ ॥

स्वभावस्वच्छानां सहजशिशिराणामयमपा-
मपारस्ते मातर्जयति महिमा कोऽपि जगति ।
मुदा यं गायन्ति द्युतलमनवद्यद्युतिभृतः
समासाद्याद्यापि स्फुटपुलकसान्द्राः सगरजाः ॥१६॥

कृतक्षुद्रैनस्कानथ झटिति संतप्तमनसः
समुद्धर्तुं सन्ति त्रिभुवनतले तीर्थनिवहाः ।
अपि प्रायश्चित्तप्रसरणपथातीतचरितान्-
नरान्दूरीकर्तुं त्वमिव जननि त्वं विजयसे ॥ १७ ॥

निधानं धर्माणां किमपि च विधानं नवमुदां
प्रधानं तीर्थानाममलपरिधानं त्रिजगतः ।
समाधानं बुद्धेरथ खलु तिरोधानमधियां
श्रियामाधानं नः परिहरतु तापं तव वपुः ॥ १८ ॥

पुरो धावंधावं द्रविणमदिराघूर्णितदृशां
महीपानां नानातरुणतरखेदस्य नियतम् ।
ममैवायं मन्तुः स्वहितशतहन्तुर्जडधियो
वियोगस्ते मातर्यदिह करुणातः क्षणमपि ॥ १९ ॥

मरुल्लीलालोलल्लहरिलुलिताम्भोजपटली-
स्खलत्पांसुव्रातच्छुरणविसरत्कौङ्कुमरुचि ।

સુરે જેને ત્યાગ્યાં વિષમતમ નાંખ્યાં નરકમાં,
કંઈ એ'વા કેરૂં અગદ ગુણુઘેરૂં નગદ તું. ૧૫

સ્વરૂપે સોહંતા વિમલ તમ ઠંડાં જલતણો,
લસે વિશ્વે કોઈ જનનિ! મહિમા વિશ્વવિજયી;
ગુણો જેના ગાતાં પુલકમય થાતા હરખથી,
દ્યુતિ સ્તુત્યા ધારી સગરસુત રાજી[20] સુરપદે. ૧૬

કરી નાનાં પાપો તુરત પરિતાપો મન થવા,
ત્રિલોકે એ'વાંને પુનિત કરવાને સ્થળ ઘણાં;
પણ પ્રાયશ્ચિત્તે શમન કુચરિત્રે નવ ઘટે,
જયી એ'વાંનાં તું તુજસમ[21] સમુદ્ધારકરણે. ૧૭

નિધાને[22] ધર્મોનું, નવવિધ વિધાને[23] હરખનું,
પ્રધાને તીર્થોનું, અમલ પરિધાને[24] ત્રિજગનું;
સમાધાને ધીનું,[25] તવ વપુ તિરોધાન જડનું,[26]
સુઆધાન શ્રીનું,[27] સકલ અમતાપો પરિહરો. ૧૮

મહીપો જેઓનાં નયન ઘુમરાતાં ધનમદે,
સદા તેની અગ્રે શ્રમ સહિત દોડયો નિયત હું,
ખરે મારો દોષ સ્વહિતરિપુનો મંદમતિનો,
થયો તુંથી મારો વિરહ, કર મા! તો ક્ષણ કૃપા. ૧૯

ઉઠી વાયુ લાસ્યે[28] લહર જગવે કંપ કમળે,
થયાં તેનાં રેણુપ્રસરણુથકી કંકુવરણાં,

---

૨૦ આનંદી. ૨૧ અનન્યા: તારા જેવી બીજી કોઈ પણ નહીં એવી. તારા જેવી તું જ. ૨૨ સ્થાન પણ. ૨૩ ઉત્પાદક પણ. ૨૪ વસ્ત્ર. ૨૫ બુદ્ધિના કુતર્કો નાશ કરનારૂં. ૨૬ બુદ્ધિહીનતાને નિવારનારૂં. ૨૭ મોક્ષાદિ લક્ષ્મીનું સંપાદક. ૨૮ નૃત્યે.

सुरस्त्रीवक्षोजक्षरदगरुजम्बालजटिलं
जलं ते जम्बालं मम जननजालं जरयतु ॥ २० ॥

समुत्पत्तिः पद्मारमणपदपद्मामलनखा-
न्निवासः कन्दर्पप्रतिभटजटाजूटभवने ।
अथायं व्यासङ्गो हतपतितनिस्तारणविधौ
न कस्मादुत्कर्षस्तव जननि जागर्ति जगति ॥ २१ ॥

नगेभ्यो यान्तीनां कथय तटिनीनां कतमया
पुराणां संहर्तुः सुरधुनि कपर्दोऽधिरुरुहे ।
कया वा श्रीभर्तुः पदकमलमक्षालि सलिलै-
स्तुलालेशो यस्यां तव जननि दीयेत कविभिः ॥२२॥

विधत्तां निःशङ्कं निरवधि समाधिं विधिरहो
सुखं शेषे शेतां हरिरविरतं नृत्यतु हरः ।
कृतं प्रायश्चित्तैरलमथ तपोदानयजनैः
सवित्री कामानां यदि जगति जागर्ति भवती ॥२३॥

अनाथः स्नेहार्द्रां विगलितगतिः पुण्यगतिदां
पतन्विश्वोद्धर्त्रीं गदविगलितः सिद्धभिषजम्
सुधासिन्धुं तृष्णाकुलितहृदयो मातरमयं
शिशुः संप्राप्तस्त्वामहमिह विदध्याः समुचितम् ॥२४॥

विलीनो वै वैवस्वतनगरकोलाहलभरो
गता दूता दूरं क्वचिदपि परेतान्मृगयितुम् ।
विमानानां व्रातो विदलयति वीथीर्दिविषदां
कथा ते कल्याणी यदवधि महीमण्डलमगात् ॥२५॥

ભળંતાં દેવસ્ત્રીસ્તનઅગરૂ જંબાલ[૨૯] જટિલાં,[૩૦]
તમારાં હીલાળાં જળ જનનળાળાં મમ હરો. ૨૦

સમુત્પત્તિ શ્રીના પ્રિયતમ પતિના નખ થકી,
સ્થિતિ ત્યાં તારી મા! રતિ–પતિ–અરિના અલકમાં;
પ્રવૃત્તિ ત્હારી આ પવિત જનનિસ્તારણવિશે,
નહીં જાગે શાને જનનિ તવ ઉત્કર્ષ જગતે? ૨૧

નદી કૈં આવંતી ગિરિથકી વહંતી પણ કયી
જટાજૂટે રાજી ત્રિપુર દહનારા શિવ શિરે?
જળે કેણે ધોયાં પદકમળ પદ્માપતિતણાં?
તુલા તારી જેને જનનિ! વદ જેણે[૩૧] કવિ દિયે. ૨૨

વિના શંકા કાંઈ નિરવધિ સમાધિ વિધિ[૩૨] ધરો,
સુખે શેષે પોઢો હરિ, હર કરો નર્તન સદા;
થયાં પ્રાયશ્ચિત્તો બહુ, બહુ તપોદાન યજનો,
પ્રદાત્રી ઇષ્ટોની યદિ જનનિ! તું જાગ્રત જગે. ૨૩

અનાથ સ્નેહાર્દ્રાપ્રતિ, ગતિવિહીનો સુગતિદા
પ્રતિ, વિશ્વોદ્ધર્ત્રી પ્રતિ પતિત, રોગી ભિષજનાં
પિપાસાર્તો જાએ અમૃતનિધિનાં એ શરણ, આ
શિશુ આવ્યો તારે શરણ, કર લાગે ઉચિત જે. ૨૪

વિલાયો[૩૩] નિઃશેષે યમનગરકોલાહલ બધો,
ગયા દૂતો દૂરે મૃતકપરિશોધે બહુ દૂરે,
વિમાનોના સંઘો વિહલિત કરંતા સુરપથો,
કથા તે કલ્યાણી તવ જગમનાણી જવથકી.[૩૪] ૨૫

---

૨૯ પંક, કાદવ. ૩૦ ડહોળું. ૩૧ જે કારણથી. ૩૨ બ્રહ્મા. ૩૩ શાન્ત થયો.
૩૪ જ્યારથી.

स्फुरत्कामक्रोधप्रबलतरसंजातजटिल-
ज्वरज्वालाजालज्वलितवपुषां नः प्रतिदिनम् ।
हरन्तां संतापं कमपि मरुदुल्लासलहरि-
च्छटाश्चञ्चत्पाथःकणसरणयो दिव्यसरितः ॥ २६ ॥

इदं हि ब्रह्माण्डं सकलभुवनाभोगभवनं
तरङ्गैर्यस्यान्तर्लुठति परितस्तिन्दुकमिव ।
स एष श्रीकण्ठप्रविततजटाजूटजटिलो
जलानां संघातस्तव जननि तापं हरतु नः ॥ २७ ॥

त्रपन्ते तीर्थानि त्वरितमिह यस्योद्धृतिविधौ
करं कर्णे कुर्वन्त्यपि किल कपालिप्रभृतयः ।
इमं तं मामम्ब त्वमियमनुकम्पार्द्रहृदये
पुनाना सर्वेषामघमथनदर्पं दलयसि ॥ २८ ॥

श्वपाकानां व्रातैरमितविचिकित्साविचलितै-
र्विमुक्तानामेकं किल सदनमेनःपरिषदाम् ।
अहो मामुद्धर्तुं जननि घटयन्त्याः परिकरं
तव श्लाघां कर्तुं कथमिव समर्थो नरपशुः ॥ २९ ॥

न कोऽप्येतावन्तं खलु समयमारभ्य मिलितो
यदुद्धारादाराद्भवति जगतो विस्मयभरः ।
इतीमामीहां ते मनसि चिरकालं स्थितवती-
मयं संप्राप्तोऽहं सफलयितुमम्ब प्रणय नः ॥ ३० ॥

ઝગ્યા કામક્રોધે પ્રબલતર વાધી જટિલ થે
જ્વરજ્વાલાજાળે સતત જ્વલિતાંગી અમતણા
નિવારો સંતાપો અનિલલહરીએ ઉછળતાં
જળોનાં બિંદુઓ જનનિ ! તમ દિવ્યાધુનિતણાં.[35] ૨૬

રહે જે બ્રહ્માંડે સકલ ભુવનોનો મકર[36] સૌ,
તરંગે તે જેમાં વિવશ ગબડે બિંબફળ શું;
ગુંચાયા તે એ આ શિવપૃથુજટાજૂટભરમાં,
જળોના તે ઓઘો તવ જનનિ ! રોગો અમ હરો. ૨૭

લજાતાં સૌ તીર્થો ત્વરિત મમ ઉદ્ધાર કરવાં,
શિવાદિ દેવોએ શ્રવણપર દેતા કર અહો !
મને એ'વાને તું સદય હૃદયે પાવન કરે !
ફલંતી સર્વેનો અઘહરણકેરો ગરવ મા ! ૨૮

ત્યજાયા જે પાપી અઘચલિત ચાંડાળગણથી,
અરે એ'વાઓની પરિષદતણું હું સદન છું;
છતાં બાંધી મા ! તેં કમર મમ ઉદ્ધાર કરવા,
કરૂં તે શી રીતે સ્તવન તવ હું જે નરપશુ ? ૨૯

ન એ'વો કો ભાળ્યો સૃજન સમયેથી હજી સુધી,
સમુદ્ધારે જેના જગત સઘળું વિસ્મય બને;
હતી એ'વી ઈચ્છા બહુ દિન થયાં મા ! તમ મને,
ઉભો છું તે ઈચ્છા સફળ કરવા, વાર મુજને. ૩૦

---

૩૫ સ્વર્ગની નદી. ૩૬ સમૂહ

अवृत्तिव्यासङ्गो नियतमथ मिथ्याप्रलपनं
   कुतर्केष्वभ्यासः सततपरपैशून्यमननम् ।
अपि श्रावंश्रावं मम तु पुनरेवं गुणगणा-
   नृते त्वत्को नाम क्षणमपि निरीक्षेत वदनम् ॥ ३१ ॥

विशालाभ्यामाभ्यां किमिह नयनाभ्यां खलु फलं
   न याभ्यामालीढा परमरमणीया तव तनुः ।
अयं हि न्यक्कारो जननि मनुजस्य श्रवणयो-
   र्ययोर्मातर्यातस्तव लहरिलीलाकलकलः ॥ ३२ ॥

विमानैः स्वच्छन्दं सुरपुरमयन्ते सुकृतिनः
   पतन्ति द्राक्पापा जननि नरकान्तः परवशाः ।
विभागोऽयं तस्मिन्नशुभमयमूर्तौ जनपदे
   न यत्र त्वं लीलादलितमनुजाशेषकलुषा ॥ ३३ ॥

अपि घ्नन्तो विप्रानविरतमुशन्तो गुरुसतीः
   पिबन्तो मैरेयं पुनरपहरन्तश्च कनकम् ।
विहाय त्वय्यन्ते तनुमतनुदानाध्वरजुषा-
   मुपर्यम्ब क्रीडन्त्यखिलसुरसंभावितपदाः ॥ ३४ ॥

अलभ्यं सौरभ्यं हरति नियतं यः सुमनसां
   क्षणादेव प्राणानपि विरहशस्त्रक्षतभृताम् ।
त्वदीयानां लीलाचलितलहरीणां व्यतिकरात्
   पुनीते सोऽपि द्रागहह पवमानस्त्रिभुवनम् ॥ ३५ ॥

સહાવૃત્તિશ્વાની,[૩૭] અસત મુખવાણી પ્રલપતી,
કુતર્કોમાં પ્રીતિ, સતત પરપૈશુન્યમનન;[૩૮]
સુણી વારેવારે મમ સકલ આ'વા ગુણગણો,
તમારા વિના કો મમ મુખ નિરીક્ષે ક્ષણ પણ ? ૩૧

ક્યું મોટાં આવાં મમ નયન કેરૂં ફલ અહીં,
ન નિરખ્યું જેથી પરમ રમણીયું તમ તનુ ?
ઘણા છે ધિક્કારો જનનિ ! મનુજોનાં શ્રવણને,
સુણાયા ના જેથી તવ લહરી લીલા કલકલો. ૩૨

વિમાને સ્વચ્છંદે સુરપુર જતાં શોભનકૃતિ,[૩૯]
મહા પાપાત્માઓ પરવશ પડંતા નરકમાં;
વ્યવસ્થા આ'વી મા ! અશુભમય દેશાંતરવિશે,
ન જ્યાં લીલા તારી મનુજ–અઘહારી વિલસતી. ૩૩

હણે જે વિપ્રોને, સતત મન વાંછે ગુરુ–સતી,
વળી ચોરે સોનું, અવિરત સુરાપાન કરતા;
ત્યજે પાપી એ'વા તનુ તમ જળે મા ! યદિ તદા,
કરે ક્રીડા પામી કૃતમખજનોથી[૪૦] પદ મહા. ૩૪

અલભ્યા પુષ્પોની હરણ કરતો નિત્ય સુરભિ,
ક્ષણે પ્રાણો લેતો વિરહશરવીંધ્યા જનતણા,
તમારી લીલાએ ચલિત લહરીનાં સ્પરશને,
અહો એ'વો વાયુ ત્રિભુવન કરંતો પુનિત મા ! ૩૫

---

૩૭ કુતરાની. ૩૮ પારકાની દુષ્ટતાનું ચિન્તન. ૩૯ પુણ્યશાલી. ૪૦ જેમણે યજ્ઞ [illegible] એવા પુરુષો.

कियन्तः सन्त्येके नियतमिह लोकार्थघटकाः
परे पूतात्मानः कति च परलोकप्रणयिनः ।
सुखं शेते मातस्तव खलु कृपातः पुनरयं
जगन्नाथः शश्वत्त्वयि निहितलोकद्वयभरः ॥ ३६ ॥

भवत्या हि व्रात्याधमपतितया खण्डपरिषत्-
परित्राणस्नेहः श्लथयितुमशक्यः खलु यथा ।
ममाप्येवं प्रेमा दुरितनिवहेष्वम्ब जगति
स्वभावोऽयं सर्वैरपि खलु यतो दुष्परिहरः ॥ ३७ ॥

प्रदोषान्तर्नृत्यत्पुरमथनलीलोद्धृतजटा-
तटाभोगप्रेङ्खल्लहरिभुजसंतानविधुतिः ।
बिलक्रोडक्रोडज्जलडमरुडंकारसुभग-
स्तिरोधत्तां तापं त्रिदशतटिनीताण्डवविधिः ॥ ३८ ॥

सदैव त्वय्येवार्पितकुशलचिन्ताभरमिमं
यदि त्वं मामम्ब त्यजसि समयेऽस्मिन्सुविषमे ।
तदा विश्वासोऽयं त्रिभुवनतलादस्तमयते
निराधारा चेयं भवति खलु निर्व्याजकरुणा ॥ ३९ ॥

कपर्दादुल्लस्य प्रणयमिलदर्धाङ्गयुवतेः
पुरारेः प्रेङ्खन्त्यो मृदुलतरसीमन्तसरणौ ।
भवान्या सापत्न्यस्फुरितनयनं कोमलरुचा
करेणाक्षिप्तास्ते जननि विजयन्तां लहरयः ॥ ४० ॥

प्रपद्यन्ते लोकाः कति न भवतीमत्रभवती-
मुपाधिस्तत्रायं स्फुरति यदभीष्टं वितरसि ।

જગે કૈંકો એ'વા નિયત જન સેવાર્થ મથવા,
વિશુદ્ધાત્મા બીજા પ્રણય પરલોકાર્થ ધરતા;
સુખે પોઢે મા! એ તુજ અતિ કૃપાએ સતત આ,
જગન્નાથ ત્યાગી તુજ ઉપર વારી દ્વિભુવન. ૩૬

જગે પાખંડી ને અધમ પતિતોના સમુહનાં,
પરિત્રાણે માયા તવ શિથિલ ના શકય કરવી,
તથા દુષ્કર્મે આ શિથિલ મમ આસકિત કરવી.
નહીં છૂટે છોડી પ્રકૃતિ નિજ કોથી લવ કદિ. ૩૭

પ્રદોષે નર્તન્તા શિવ નિજ જટા કૈં ઝટકતા,
ઉઠે તેથી લ્હેરો લલિત કરવાળી મૃદુસમી;
ગુફામાં વાજંતા ડમક ડમરૂ શા જલરવો,
હરો તાપો એ'વી ત્રિદશતટિની–તાંડવવિધિ.[૪૧] ૩૮

સદા અર્પો અંબા મમ કુશલચિંતા તુજ પરે,
ત્યજે તું જો આવા વિષમ સમયે મા! કદિ મને,
તદા ડૂબી જાયે ત્રિભુવનથી વિશ્વાસ તુજ ને,
નિરાધારા માતા! અકપટ દયા આ તુજ બને. ૩૯

પુરારિઅર્ધાંગે પ્રણયભર રાજે ગિરિસુતા,
જટાથી જે વ્હેતી મૃદુલતર ત્હેનાં શિરપરે,
ભવાની સાપત્ન્યે સ્ફુરિત નયને કોમલ કરે
નિવારે તે વા'રી જનનિ! લહરી હો જયવતી. ૪૦

કરો વાંછા પૂરી જનનિ સહુની આપ જગમાં
સ્ફુરે એ'વી ખ્યાતિ, તમ શરણ આવે જન ન કો?

---

૪૧ સ્વર્ગની નદીની નૃત્ય લીલા.

शपे तुभ्यं मातर्मम तु पुनरात्मा सुरधुनि
स्वभावादेव त्वय्यमितमनुरागं विधृतवान् ॥ ४१ ॥

ललाटे या लोकैरिह खलु सलीलं तिलकिता
तमो हन्तुं धत्ते तरुणतरमार्तण्डतुलनाम् ।
विलुम्पन्ती सद्यो विधिलिखितदुर्वर्णसरणिं
त्वदीया सन्मृत्स्ना मम हरतु कृत्स्नामपि शुचम् ॥४२॥

नरान्मूढांस्तत्तज्जनपदसमासक्तमनसो
हसन्तः सोल्लासं विकचकुसुमव्रातमिषतः ।
पुनानाः सौरभ्यैः सततमलिनो नित्यमलिना-
न्सखायो नः सन्तु त्रिदशतटिनीतीरतरवः ॥ ४३ ॥

यजन्त्येके देवान्कठिनतरसेवांस्तदपरे
वितानव्यासक्ता यमनियमरक्ताः कतिपये ।
अहं तु त्वन्नामस्मरणभृतकामस्त्रिपथगे
जगज्जालं जाने जननि तृणजालेन सदृशम् ॥ ४४ ॥

अविश्रान्तं जन्मावधि सुकृतजन्मार्जनकृतां
सतां श्रेयः कर्तुं कति न कृतिनः सन्ति विबुधाः ।
निरस्तालम्बानामकृतसुकृतानां तु भवतीं
विनामुष्मिँल्लोके न परमवलोके हितकरम् ॥ ४५ ॥

पयः पीत्वा मातस्तव सपदि यातः सहचरै-
र्विमूढैः संरन्तुं क्वचिदपि न विश्रान्तिमगमम् ।

વદું માતા! લેઇ શપથ, મમ આત્મા સુરધુનિ,[૪૨]
સ્વભાવે રંગાયો અમિત અનુરાગે તુજ વણ્યા. ૪૧

લલાટે જે કેરૂં તિલક જન લીલાસહ કરે,
જગે મૃત્સ્ના[૪૩] તારી તિમિર હરનારી રવિ સમી;
ત્વરાએ ભૂંસંતી વિધિલિખિત પંક્તિ કુવરણા,[૪૪]
તમારી સદ્રેણુ[૪૫] સકલ શુચગ્હેણું[૪૬] મમ હરો. ૪૨

સ્વદેશાભિમાની વતન વસતા મૂઢ જનને,
હસંતા સોલ્લાસે વિકચકુલલાસ્યે સ્મિત કરી;
સ્વસૌગંધો ઢાળી ભ્રમરકુલમાલિન્ય હરવા,
સખા હો તે મારા ત્રિદશસરિતાના તટતરૂ. ૪૩

સુરોને પૂજે કેં કઠિનતર સેવાર્ચન કરી,
ધરે યજ્ઞે નિષ્ઠા, યમનિયમદીક્ષાનિરત કેં,
થતાં મારાં કામો સફલ તમ નામસ્મરણથી,
ભવાબ્ધિાની જાળો જનનિ! તૃણજાળોસમ ગણું. ૪૪

કમાણી પુણ્યોની અવિરત મથી જીવનબધું,
કરંતા સંતોનું કુશલ સુર સો શ્રેય કરવા;
નિરસ્તાલંબીનું[૪૭] અકૃતસુકૃતિનું[૪૮] તમ વિના,
ન ભાળું આ લોકે પરમહિતકારી અવર કો. ૪૫

અમી પીને તારૂં ઝટ અધમ મિત્રો સહ ગયો
કંઈ ક્રીડાર્થે મા! સુખ લવ ન પામ્યો પણ પણ;

---

૪૨ સ્વર્ગની નદી–ગંગા. ૪૩ માટી. ૪૪ નઠારા અક્ષરવાળી. ૪૫ સારી માટી. ૪૬ બધા શોકોના વ્હેવા. ૪૭ આલંબન–આધાર–વગરનાનું. ૪૮ જેણે કાંઈ પણ સારૂં કાર્ય કર્યું નથી એવાનું.

इदानीमुत्सङ्गे मृदुपवनसंचारशिशिरे
चिरादुन्निद्रं मां सदयहृदये शायय चिरम् ॥ ४६ ॥

बधान द्रागेव द्रढिमरमणीयं परिकरं
किरीटे बालेन्दुं नियमय पुनः पन्नगगणैः ।
न कुर्यास्त्वं हेलामितरजनसाधारणतया
जगन्नाथस्यायं सुरधुनि समुद्धारसमयः ॥ ४७ ॥

शरच्चन्द्रश्वेतां शशिशकलश्वेतालमुकुटां
करैः कुम्भाम्भोजे वरभयनिरासौ च दधतीम् ।
सुधाधाराकाराभरणवसनां शुभ्रमकर-
स्थितां त्वां ये ध्यायन्त्युदयति न तेषां परिभवः ॥४८॥

दरस्मितसमुल्लसद्वदनकान्तिपूरामृतै-
र्भवज्वलनभर्जिताननिशमूर्जयन्ती नरान् ।
चिदेकमयचन्द्रिकाचयचमत्कृतिं तन्वती
तनोतु मम शं तनोः सपदि शन्तनोरङ्गना ॥ ४९ ॥

मन्त्रैर्मीलितमौषधैर्विगलितं त्रस्तं सुराणां गणैः
स्रस्तं सान्द्रसुधारसैर्विदलितं गारुत्मतैर्ग्रावभिः ।
वीचिक्षालितकालियाहितपदे स्वर्लोककल्लोलिनि
त्वं तापं तिरयाधुना मम भवज्वालावलीढात्मनः ॥५०॥

હવે તો ઉત્સંગે મૃદુપવનસંચારશિશિરે,
મને પોઢાડો મા! સહય હૃદયે નિંદહીનને. ૪૬

કસી બાંધો અંબે લલિત અવિલંબે તમ કટિ,
કિરીટે બાલેંદુ સમુચિત ધરો મા! અહિ[૪૯] થકી;
ન કીજે મા! હેલા ઈતરજન સાધારણ ગણી,
જગન્નાથ પ્રાર્થે પુનિતકરણાર્થે સમય આ. ૪૭

શરચ્ચંદ્રશ્વેતા, મુકુટ શશિલેખા—અહિતણો,
કરે ચારે ધાર્યાઃ-વર, અભય ને કુંભ કમલ;
સુધાધારાકેરાં નવવસનઆભૂષણ ઝગે,
તને ધ્યાયે તેનો પરિભવ ન, નક્રાસનવતિ![૫૦] ૪૮

મૃદુ સ્મિત વિકાસિતા વદનકાંતિઓઘામૃતે,[૫૧]
ભવજ્વલનદગ્ધ કૈંક જનને સદા ઠારતી;
ચિદાત્મક સુચંદ્રિકાયુથચમત્કૃતિ[૫૨] વેરતી,
કરો મમ તનુતણું કુશાગ્ર શંતનુ-અંગના.[૫૩] ૪૯

મંત્રો નિષ્ફળ, ઔષધો ગલિત, ને સંત્રસ્ત દેવો થયા,
ઢોળાયા નિબિડા સુધારસ, વિષાહારી[૫૪] શિલા ચૂર્ણ થઈ;
કાલિમર્દન-પાદ વીચિ-જલથી ધોતી, ધુકલ્લોલતી,
તું તાપો હર મા! હવાં મમ ભવજ્વાલાવિદગ્ધાત્મનાં. ૫૦

---

૪૯ સાપ. ૫૦ મગરના આસનવાળી. ૫૧ મંદ હાસ્યથી વિકાસ પામેલી વદનની કાંતિના અંબારના અમૃતથી. ૫૨ ચિત્સ્વરૂપી ચાંદનીના કિરણોના સમૂહનો ચમત્કાર, અનેક ચંદ્રોનો પ્રકાશ પોતે કરે છે એવો ભાવ છે. ૫૩ શંતનુ રાજાની પત્ની, ગંગા. ૫૪ વિષ નિવારનારી.

द्यूते नागेन्द्रकृत्तिप्रमथगणमणिश्रेणिनन्दीन्दुमुख्यं
सर्वस्वं हारयित्वा स्वमथ पुरभिदि द्राक्पणीकर्तुकामे ।
साकूतं हैमवत्या मृदुलहसितया वीक्षितायास्तवाम्ब
व्यालोलोल्लासिवल्गल्लहरिनटघटीताण्डवं नः पुनातु ॥५१॥

विभूषितानङ्गरिपूत्तमाङ्गा
सद्यः कृतानेकजनार्तिभङ्गा ।
मनोहरोत्तुङ्गचलत्तरङ्गा
गङ्गा ममाङ्गान्यमलीकरोतु ॥५२॥

इमां पीयूषलहरीं जगन्नाथेन निर्मिताम् ।
यः पठेत्तस्य सर्वत्र जायन्ते सुखसंपदः ॥ ५३ ॥

---

ઘૂતે નાગેંદ્ર-ચર્મ, પ્રથમગણુ, શશિ, નંદિ, રૂદ્રાક્ષમાળા,
હારી સર્વસ્વ ઈચ્છે શિવ નિજતનુને હોડમાં મૂકવા, ત્યાં;
જોતાં સામે તમારી સ્મિત મૃદુલથકી પાર્વતી ગૂઢભાવે,
ને ઉંચી ઉછળંતી તમલહરીતણું નૃત્ય તારો અમોને.[૫૫] ૫૧

સ્મરારિ-શીર્ષે પ્રિય-કેશ-રત્ને,
અનેક-દુઃખી-જન-આર્તિભંગે,
મનોજ્ઞ ઉંચા તરલા તરંગે,
ગંગે! મમાંગે શુચિતા સુહાવો! ૫૨

પીયૂષ-લહરી ગૂંથી આ જગન્નાથ પંડિતે,
જે ભણે એહ તે પામે સર્વત્ર સુખસંપદ.

—સમાપ્ત—

---

૫૫ જુગટામાં સર્વ કાંઇ હારી ગયા પછી શિવજીએ પોતાની જાતને હોડમાં મૂકવાની ઇચ્છા કરી ત્યારે પાર્વતીજીએ મંદસ્મિતથી અર્થસૂચકભાવે તમારી સામે જોયું તે વખતે રખેને શિવજી તમને હોડમાં મુકે એવી શંકાથી શિવજી જેમને નૃત્યનો શોખ હતો તેમને જુગટું રમવાનું ભૂલાવવા માટે તમો પોતે નૃત્ય કરવા લાગ્યાં તે વખતનું તમારી જલલહરીનું નૃત્ય અમારો ઉદ્ધાર કરો.

# આરતિ

જય જય જય ગંગે !

જય ગંગે ! ભયભંગે ! જય તરલતરંગે !
મા ! જય તરલતરંગે !
પ્રિય-જન-દુઃખ-પ્રસંગે (૨) શોભો રણુરંગે—જય૦

નર્તન હિમજલ શિકરે પ્રિય હિમગિરિશિખરે
મા ! પ્રિય હિમગિરિશિખરે
ત્વરિત વહત નિજ નિકરે (૨) ઝગમગો સુરવિકરે—જય૦

દુઃખહરણી સુખકરણી જય ત્રિભુવન-તરણી
મા ! જય ત્રિભુવન-તરણી
અધમપતિત અઘહરણી (૨) જય અભરાભરણી—જય૦

શ્રીપતિપદરજસગે જન્મ્યાં શ્રી ગંગે
મા ! જન્મ્યાં શ્રી ગંગે
વાંછે અજ શિવ રંગે (૨) તરણુ તમ તરંગે—જય૦

હિમગિરિ થકી ઉતરતાં વહતાં ભૂ પોત
મા ! વહતાં ભૂ પોતે
સરતાં સપ્ત સ્રોતે (૨) ઝળકો ઘુ-જ્યોતે—જય૦

હ્લાદિનિ, પાવની, નલિની, ત્રિસ્રોતસ્વિની
મા ! ત્રિસ્રોતસ્વિની
પૂર્વ દિશે ત્રણુ તટિની (૨) વ્હેતી અમીઝરણી—જય૦

સિંધુ, સુચક્ષુ, સીતા ત્રણ નિર્મળ સરિતા
મા ! ત્રણ નિર્મળ સરિતા
વ્હેતી પ્રિય તમ દુહિતા (૨) પશ્ચિમ દિશ લલિતા—જય૦
સપ્તમરૂપે પુનિતા ભાગીરથી સૂચિતા
મા ! ભાગીરથી સૂચિતા
ભગીરથ સહઅતિ પ્રીતા (૨) ત્રિભુવનવિક્રીડિતા—જય૦
રતિપતિરિપુલટજાળે વિહરત રસખાલે
મા ! વિહરત રસખાલે
નિજજલનિધિજંખાલે (૨) કૃત-અવનિ રસાલે—જય૦
જય લલિતલહરીલીલે જય ચારૂ સુશીલે
મા ! જય ચારૂ સુશીલે
જય પુનિત વિમલ સલિલે (૨) દુરિતદલિનિ નિખિલે—જય૦
વિગલિત ગતિ-શુભ ગતિદે ! ગદ વિગલિત અગદે !
મા ! ગદાવગલિતઅગદે
તૃષ્ણાકુલિતામૃતદે ! (૨) અશરણસુશરણદે—જય૦
સુરગણ મુનિજન ધ્યાતા કિન્નર બીન વાતા
મા ! કિન્નર બીન વાતા
વિદ્યાધર ગુણ ગાતા (૨) અંતર હરખાતા—જય૦
શ્રીપતિપદરજ-પુનિતે શિવશિરસંપતિતે
મા ! શિવશિરસંપતિતે
હિમગિરિકરપુટદુલિતે (૨) અવનીતલ-લુઠિતે—જય૦
વસુમતિ અતિમુદ કરણી ભજવળનિધિતરણી
મા ! ભજવળ નિધિતરણી
સકલસુકૃત અભિસરણી (૨) જય અમીરસ ઝરણી—જય૦

વિકચ કુસુમ અભિવર્ષે તટતરૂ અતિ હર્ષે
મા ! તટતરૂ અતિ હર્ષે
અભિનવગતિપ્રકર્ષે ( ૨ ) જગ જન મન કર્ષે—જય૦
શીતલ સલિલ સુસંગે જય ભગવતિ ગંગે
મા ! જય ભગવતિ ગંગે
શપિત સગર–સુત–અંગે (૨) ઘો મુક્તિ ઉમંગે—જય૦
ચાર ભુજે મણિકટકે મસ્તકશશિમુકુટે
મા ! મસ્તકશશિમુકુટે
દેહકાંતિ શુચિ પટકે (૨) શોભો પ્રિય લટકે—જય૦
શિવનાં ઉત્તમ અંગે રાજો નવરંગે
મા ! રાજો નવરંગે
દુરિતકટક ભ્રૂભંગે (૨) ટાળો અયિ ગંગે—જય૦
તમ શુચિ પુલિને વસતાં તમ વિચિમાં તરતાં
મા ! જળ પ્રાશન કરતાં
નામરટણુ તમ કરતાં (૨) ધ્યાન હ્રુદય તમ ધરતાં
ભવનિધિ સૌ તરતાં જય જય જય ગંગે—જય૦
શ્રીપતિપદ કમળોની અભિનવ બિસવલ્લી
મા ! અભિનવ બિસવલ્લી
મદનમથનમૌલિની ( ૨ ) માલતીકુસુમાલિ—જય૦
મોક્ષતણી લક્ષ્મીની જયવિજયપતાકા
મા ! જયવિજયપતાકા
કલિમલહરણી શલાકા (૨) ટાળો અઘ–રાકા—જય૦

---

# પરિશિષ્ટ ૧

## શ્રી યમુનાજીનો વૃત્તાંત

ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती
नारायणः सरसिजासनसंनिविष्टः
केयूरवान् मकरकुंडलवान्किरीटी
हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः॥

સૂર્યમંડલાન્તર્વર્તી કેયુરવાન્ મકરકુંડલવાન્ હિરણ્મય પરમાત્મા જે ઋક્, યજુઃ અને સામ એ વેદત્રયી–સ્વરૂપ વિવસ્વાન્ આદિત્ય નામે પ્રસિદ્ધ છે તેમનાં એ ત્રણે વેદના જ્ઞાનવાળાં સંજ્ઞા નામનાં પત્નીથી યમ અથવા ધર્મ-રાજ અને જે ઉપનિષદ્‌માં બ્રહ્મરસ નામે વર્ણવાયલાં છે તે સચ્ચિદાનંદન લક્ષણવાળાં રસરૂપ યમુનાજી યુગ્મરૂપે ઉત્પન્ન થયાં.

યમુનાજીનું સ્વરૂપ પદ્મપુરાણમાં આ પ્રમાણે વર્ણવાયલું છે.

त्रय्येषा ऋग्यजुः साम्नामादित्य इति गीयते।
सम्यग्ज्ञानं च यत्तेषां विशेषां कर्मणां मुने।
संज्ञेति साऽस्यां यो धर्मो धर्मराजः स उच्यते।
रसो यः परमाधारः सच्चिदानंदलक्षणः
ब्रह्मेत्युपनिषद्गीतस्तदेव यमुना स्वयम्॥

ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રણ વેદને "આદિત્ય" કહેવામાં આવે છે. એનાં સમગ્ર કર્મોનું જે જ્ઞાન તેને "સંજ્ઞા" કહેવામાં આવે છે. એમાં જે "ધર્મ" ઉત્પન્ન થયા ત્હેમને ધર્મરાજ કહેવામાં આવે છે. સંજ્ઞામાં પરમ આધારરૂપ સચ્ચિદાનંદ લક્ષણવાળો જે ઉપનિષદ્‌માં ગવાયલો બ્રહ્મરસ પ્રકટ્યો તે પોતે યમુના, યમુનાજીની ગતિના સંબંધમાં પણ ત્યાં ઉલ્લેખ મળે છે.

दिवसे दिवसे भानुरादायादाय वत्सकाः ।
उदयाचलतः पुत्रीं नयत्यस्ताचलं मुने ॥
यमुनापि ततो नित्यं गच्छंत्यास्तेऽक्षयाप्यया ।
विशंत्योघेन सादित्यमुदयाद्रौ पुनः पुनः ॥
एवं भूमौ तथाकाशे घटीयन्त्रमिवानिशम् ।
यमुनास्तोदयाद्रिभ्यां भ्रमंत्यास्तेऽक्षयोदका ॥

હે મુનિ, પુત્રીવત્સલ સૂર્ય પ્રતિદિન ઉદયાચલમાંથી પુત્રીને અસ્તાચળ તરફ લઇ જાય છે. યમુના પણ તેથી નિત્ય વારંવાર ઉદયાચલમાં આદિત્ય વિશે પોતાના જલસમૂહ સાથે પ્રવેશ કરતી અખંડિત અને પૂર્ણ સ્વરૂપે પ્રવેશ કરે છે. આ પ્રમાણે ઘડીયાળની પેઠે પૃથ્વી તેમજ આકાશ વિશે અસ્તાચળ અને ઉદયાચળમાં ભ્રમણ કરતી અખૂટ જળ સાથે રહેલી છે.

આ પરથી રસરૂપ યમુનાજીના ભ્રાતા ધર્મરાજ, સંજ્ઞા માતા, અને સ્વયાન્તરવર્તી આદિત્ય નારાયણ પિતા છે. વળી શ્રી યમુનાજી શ્રીકૃષ્ણચંદ્રનાં તુર્ય–પ્રિયા છે. શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ શ્રી યમુનાષ્ટકમાં " नमत कृष्णतुर्यप्रियाम् " એ પ્રમાણે એમને કૃષ્ણતુર્ય પ્રિયા કહેલા છે. જગન્નાથ પંડિતે પણ "શ્રીકૃષ્ણનિત્ય પ્રિયે" એ પ્રમાણે સંબોધ્યાં છે. અત્ર "પ્રિયા" શબ્દ યોજ્યો છે, "ભાર્યા" શબ્દ નહીં. શ્રી યમુનાજીમાં શ્રીકૃષ્ણચંદ્રનાં તુર્યપ્રિયા હોવાનું લક્ષણ છે. વ્રજમાં ભગવાનની સેવામાં પહોંચેલાં સ્વામિની ચાર પ્રકારનાં છે.

(૧) ભગવાનનાં મુખ્ય સ્વામિની એમનું રસાત્મક સ્વરૂપ જે અન્યપૂર્વ અને અનન્યપૂર્વા સ્વામિનીઓથી વિલક્ષણ પ્રકારનું છે તે ભગવાનનાં આલંબન-વિભાવનું પ્રતિપાદક છે અને તે શ્રુતિસિદ્ધ છે.

(૨) અન્યપૂર્વા સ્વામિનીઓ આ શ્રુતિરૂપા ગોપગ્રહમાં વસેલાં છે માટે અન્યપૂર્વા કહેવાય છે અને સર્વાત્મભાવ યુક્ત છે.

(૩) અનન્યપૂર્વા એમનો કુમારિકાવ્રતપ્રસંગે વિવાહના અભાવમાં પણ ભગવાને વસનદાન કરી અથવા વસનનું ગ્રહણ કરી તેમનો અંગીકાર કર્યો છે તેથી અનન્યપૂર્વા કહેવાય છે.

(૪) શ્રી યમુનાજી. ભગવાને ક્રીડાને બ્હાને સર્વાંગના સંબંધ પૂર્વક સ્વતંત્રતાથી રમણ શ્રીયમુનાજીમાં કર્યું હતું અને શ્રીયમુનાજી સાથે પણ ક્રીડા કરી હતી માટે શ્રીયમુનાજીને તુર્યપ્રિયા માત્ર કહેલાં છે. શ્રી પુરૂષોત્તમજી પ્રિયા શબ્દના અધિક સમર્થન પૂર્વક તુર્યત્વ–ચતુર્થત્વ સિદ્ધ કરે છે, "જો બ્રહ્મહત્યા કરનારો પણ હે યમુનાજી! આપની સેવા કરે તો આપ તેના પાપને દૂર કરી શુદ્ધ કરી તેને મ્હારો પ્રિય બનાવશો." "सांनिध्यं ते न त्यक्ष्यामि कर्हिचित्" તારૂં સાંનિધ્ય હું કદિપણ નહીં છોડું. આ વરદાન શ્રી ભગવાન પાસેથી શ્રીયમુનાજીને મળ્યું. ભગવાને પ્રિયા–અધિકાધિક વ્હાલાં શ્રીયમુનાજીને સાંનિધ્યમાં રહેવાનું વરદાન આપ્યું માટે "श्रीकृष्णनित्यप्रिये" એ સંબોધન જે જગન્નાથ પંડિતે વાપર્યું છે તે યોગ્ય જ છે. શ્રીપુરૂષોત્તમજીના મત પ્રમાણે ચતુર્થપ્રિયા એ નિર્ગુણપ્રિયા છે. (૧) સત્ત્વગુણા, (૨) રજોગુણા, (૩) તમોગુણા કરતાં (૪) નિર્ગુણા પ્રિયા વધારે વ્હાલાં છે. આ નિર્ગુણા પ્રિયા શ્રીયમુનાજી આજ રીતે ચતુર્થપ્રિયા કહેવાયાં. વ્રજમાં પ્રભુએ જેમનો સ્વીકાર કર્યો છે તેવાં મુખ્ય ચાર પ્રકારનાં સ્વામિનીઓ હતાં. શ્રી રાધિકાયૂથના તામસ, શ્રી ચંદ્રાવલીયૂથના રાજસ, કુમારિકાયૂથના સ્વાત્વિક અને શ્રીયમુનાજી–યૂથના ગુણાતીત–નિર્ગુણ–તુર્ય.

શ્રી યમુનાજી કલિંદ પર્વતની પ્રાર્થનાથી ભૂતલપર પધાર્યાં, તે વખતે કલિંદ પર્વતે યમુનાજીને વરદાન આપ્યું તે ઉપરથી યમુનાનું "કાલિન્દી" એવું નામ પ્રસિદ્ધ થયું.

> ममोदरं प्रविश्य त्वं गच्छ चादित्यनंदिनि ।
> कालिन्दीति तव ख्यातिरस्तु लोकत्रये सदा ॥

ગોપાળતાપિની ઉપનિષદ્‌માં પણ પ્રભુનું कालिन्दीकूलकल्लोलाय એવું વિશેષણ આવે છે.

આપરથી જગન્નાથ પંડિત યમુનાલહરી અથવા અમૃતલહરીના દશમા શ્લોકમાં શ્રી યમુનાજીને આ પ્રમાણે સંબોધે છે તે યુક્તજ છે.

संज्ञाकान्तसुते ! कृतान्तभगिनि ! श्रीकृष्णनित्यप्रिये ! पापोन्मूलिनि ! पुण्यधारिणि यमुने ! कालिन्दि तुभ्यं नमः ।

શ્રી યમુનાજી સકલ સિદ્ધિઓનું દાન કરવા સમર્થ છે. એ અષ્ટ-સિદ્ધિઓ આ પ્રમાણે છે.

(૧) સાક્ષાત્ ભગવાનની સેવામાં ઉપયોગી થાય તેવા પ્રકારના દેહની પ્રાપ્તિ.
(૨) ભગવાનની લીલાનું અવલોકન.
(૩) ભગવાનની લીલાના રસનો અનુભવ.
(૪) સર્વાત્મભાવની સિદ્ધિ.
(૫) વિરહ અવસ્થામાં પણ હૃદયમાં પ્રકટ થઇ ભગવાને સનાથ કરેલા દેહની પ્રાપ્તિ.
(૬) પાછાં ફરેલાં ચક્ષુઓથી હૃદયમાં પ્રકટ થતી પ્રભુની લીલાનું અવલોકન.
(૭) ભાવાત્મક સ્વરૂપથી ભાવાત્મક રસનો અનુભવ.
(૮) વિરહાવસ્થામાં પણ સર્વાત્મભાવની સિદ્ધિ.

ભગવાને શ્રીયમુનાજીને આઠ પ્રકારના ઐશ્વર્ય આપેલાં છે:—

(૧) સકલ સિદ્ધિઓનું દાન કરવાની શક્તિ.
(૨) ભગવદ્ભાવની વૃદ્ધિ, ભગવદ્ભાવ—ભગવાનનો ભકત પ્રતિનો ભાવ ભક્તિની ભગવાન પ્રતિની ભકિત તેની વૃદ્ધિ કરવાનું સામર્થ્ય.
(૩) ભગવાનનો સંબંધ થવામાં વિઘ્નરૂપે જે કાંઇ પ્રતિબંધ હોય તેને દૂર કરી પ્રભુની લીલાઓના અનુભવની યોગ્યતાનું અને તેવા અનુભવમાં જે પ્રકારની શુદ્ધિની જરૂર હોય તે પ્રકારની શુદ્ધિનું દાન કરી ભુવનોને પવિત્ર કરવાનો ગુણ.
(૪) અનાયાસે ભગવત્સંબંધનું દાન.
(૫) પ્રભુના વહાલા ભકતોના દોષોને દૂર કરવા.
(૬) જે પ્રમાણે ગોપાંગનાઓને પ્રભુનાં પ્રિય બનાવ્યાં તે પ્રમાણે ભકતોને પ્રભુના પ્રિય બનાવવા.
(૭) લીલામાં ઉપયોગી થાય તેવા દેહનું દાન કરવું.
(૮) પ્રભુની લીલાના સમયમાં શ્રમજનિત સ્વેદબિન્દુઓ સાથે ભકતોનાં બધાં ગાત્રોનો સ્પર્શ કરાવવો.

ગંગા અને યમુના નદીઓનું માહાત્મ્ય ઋગ્વેદમાં આ પ્રમાણે વર્ણવ્યું છે.

सितासिते सरिते यत्र संगते तत्रा प्लुतासो दिवमुत्पतंति
ये वै तन्वां विसृजन्ति धीराः ते जनासो अमृतत्वं भजन्ते

જ્યાં ઉજ્જ્વલ અને શ્યામ એ નદીઓનો સંગમ થાય છે ત્યાં સ્નાન કરનારને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. ત્યાં જે ધીર પુરૂષો દેહ ત્યાગ કરે છે તેઓ અમૃતપણાને પામે છે અર્થાત્ અમૃત થઇ જાય છે. આ ઋચાપરથી પણ ગંગાજીનું માહાત્મ્ય યમુનાજીની સાથેનાં સંગમથી વિશેષ છે એમ સિદ્ધ થાય છે. શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ ગાયું છે કે,

यया चरणपद्मजा मुररिपोः प्रियं—भावुका
समागमनतोऽभवत् सकलसिद्धिदा सेवताम्

"જેમના સમાગમથી શ્રીવિષ્ણુ પરમાત્માના ચરણકમલમાંથી ઉત્પન્ન થએલાં ગંગાજી શ્રીકૃષ્ણના પરમપ્રીતિપાત્ર થયાં અને નિજ સેવકોને સકળ સિદ્ધિનું દાન કરનારાં થયાં. ભગવાન સાથે સાક્ષાત્ સંબંધ ધરાવનારાં નિર્દોષ, પૂર્ણ ગુણવાળાં, ભક્તિભાવવાળાં અને જીવોને ભગવદીય બનાવનાર ગંગાજી પણ શ્રી યમુનાજી શ્રી પુષ્ટિમાર્ગીય છે તેમના સમાગમથી તે મુરરિપુ અથવા ભક્તિના પ્રતિબંધને નિવારનાર શ્રીકૃષ્ણચંદ્રના પરમ પ્રીતિપાત્ર થયાં. શ્રી યમુનાજી સાક્ષાત્ ભગવત્સેવોપયોગી દેહ સંપાદન કરાવી જીવોને ભગવાનનાં સેવક બનાવી સેવક સૃષ્ટિ રચે છે, તેથી ભગવાનના પરમપ્રિય છે; તેમ ગંગાજી શ્રી યમુનાજીના સમાગમ પછી શ્રી યમુનાજીના સંગમને લીધે—શ્રી યમુનાજીના સ્મરશ્રમજનિત જળબિન્દુના સંબંધથી જીવોને સાક્ષાત્ સર્વોપયોગી દેહ સંપાદન કરાવી સેવા કરે છે તેથી ભગવાનનાં પરમ પ્રિય થયાં છે. શ્રી યમુનાજીના આવેશથી શ્રી યમુનાજી જેવું કાર્ય શ્રી ગંગાજી કરે એમાં કાંઇ આશ્ચર્ય નથી. ભક્તોમાં જ્યારે ભગવાનનો આવેશ હોય છે ત્યારે ભક્તો પણ ભગવાનનું કાર્ય કરી શકે છે.

---

# પરિશિષ્ટ ૧

—

## ગંગાજીનો વૃત્તાંત

શ્રી ગંગાજીની ઉત્પત્તિના સંબંધમાં નીચેની ત્રણ આખ્યાયિકાઓ પ્રચલિત છેઃ—

(૧) પ્રહ્લાદ–પુત્ર વિરોચનના પુત્ર બલિરાજાએ દેવધાની નગરીમાં રહીને ત્રૈલોકયને વશ કર્યું. પછી શિષ્યો ઉપર પ્રેમ રાખનારા ભૃગુકુળના બ્રાહ્મણોએ પોતાના શિષ્ય બલિરાજાની ઇન્દ્રની પદવીને સ્થિર કરવા માટે સો અશ્વમેધ યજ્ઞ કરાવવાનો આરંભ કર્યો. (શ્રીમદ્ ભાગવત ૮–અ. ૧૫. શ્લો. ૩૩–૩૪.) બલિરાજાને ભૃગુકુળના બ્રાહ્મણો સો અશ્વમેધ યજ્ઞ કરાવે છે, એ વાત સાંભળી સર્વબળથી પરિપૂર્ણ અને પોતાના ભારથી પગલે પગલે પૃથ્વીને નમાવતા નમાવતા વામન ભગવાન્ તે યજ્ઞમાં પધાર્યા. વામનજીને જોઇને રાજી થયેલા બલિરાજાએ તેમને આસન આપ્યું અને તેમનાં ચરણ ધોઇ તેમની પૂજા કરી. પછી પ્રાર્થના કરી "હે મહાપૂજ્ય ! ગાય, સોનું, સુંદર ઘર, અન્ન, પાન, બ્રાહ્મણની કન્યા, સમૃદ્ધિવાળાં ગામ, ઘોડા, હાથી અથવા રથ એમાંથી જે કાંઇ જોઇતું હોય તે માંગી લ્યો. (શ્રીમદ્ ભાગવત ૮–અ. ૧૮. શ્લોક ૨૦–૨૭–૩૨) વામનજીએ માત્ર ત્રણ પગલાં પૃથ્વી માંગી. બલિરાજાએ વામનજીનું પૂજન કરી, જળથી સંકલ્પ કરી તેમને પૃથ્વીનું દાન અર્પ્યું. પછી ભગવાનનું ત્રણ ગુણમય એ વામનરૂપ અદ્ભુત રીતે વૃદ્ધિ પામ્યું અને તેમાં આકાશ, પૃથ્વી, દિશાઓ, પાતાળ, સમુદ્રો આદિ બધાં સમાઇ ગયાં. એ વિરાટ્ સ્વરૂપ ઉરૂક્રમ ભગવાને એક પગલાંથી બલિરાજાની પૃથ્વી ભરી લીધી, શરીરથી આકાશ ભરી લીધું, હાથોથી દિશાઓ ભરી લીધી અને બીજા પગલાથી સ્વર્ગને ભરી લીધું. ત્રીજાં પગલાં માટે બલિરાજાનું કાંઇ પણ રહ્યું નહીં. પછી ભગવાનનો પગ ઉંચે જતાં જતાં મહર્લોક, જનલોક ને તપલોક મૂકીને છેક સત્યલોક સુધી પહોંચ્યો. ભગવાનના ચરણારવિંદને સત્યલોકમાં આવેલું જોઇને શ્રીવિષ્ણુનાં એ ચરણારવિંદનું

બ્રહ્માએ જળથી પૂજન કર્યું અને ભકિતપૂર્વક સ્તુતિ કરી. બ્રહ્માના કમંડલનું જળ જે ભગવાનના ચરણની પૂજા કરવાથી પવિત્ર થયું તેજ "વિષ્ણુપાદોદ્ભૂતા ગંગા." જાણે ભગવાનની સ્વચ્છ કીર્તિ હોય એવાં એ ગંગા ચંદ્રલોકને જળમય કરીને બ્રહ્મલોકમાં અવતીર્ણ થયાં. બ્રહ્મપુરી વીંટી વળીને એ ચાર ધારામાં વિભક્ત થયાં. એ ચાર ધારાનાં નામ સીતા, *અલકનંદા, ચક્ષુ અને ભદ્રા.

બહુ કાળ પછી કપિલ મુનિના શાપથી સગર રાજાના સાઠ હજાર પુત્રો બળીને ભસ્મ થઇ ગયા. ત્યારે તે વંશમાં ત્રીજી પેઢીએ પ્રકટ થએલા ભગીરથ રાજાએ કઠોર તપશ્ચરણ કરીને બ્રહ્માને સંતુષ્ટ કરી ગંગાજીને પૃથ્વી પર પધારવા દેવાનું વરદાન માગી લીધું. તે ઉપરથી ગંગાજીની અલકનંદા નામની બ્રહ્મલોકમાં વહેતી ધારા ભારતવર્ષમાં અવતીર્ણ થઇ. તેને મહાદેવજીએ પોતાના મસ્તક ઉપર ઝીલી લઇને પોતાની જટામાં સમાવી દઇ સો સો વર્ષ સુધી ધારણ કરી રાખી. પછી ભગીરથની સ્તુતિથી પ્રસન્ન થઇ મહાદેવજીએ બિંદુસરોવરમાં ગંગાજીને પધરાવ્યાં. ત્યાંથી ગંગાજી સાત ધારામાં પ્રવાહિત થયાં. તે ધારામાંની હ્લાદિની, પાવની, નલિની એ ત્રણ ધારા પૂર્વ દિશામાં વહેવા લાગી અને સીતા, સિંધુ અને સુચક્ષુ નામની ત્રણ ધારા પશ્ચિમ દિશામાં વહેવા લાગી. અને એક ધારા જે ભગીરથ રાજાની પાછળ પાછળ વહેતી ગઇ તે ભાગીરથી નામે પ્રસિદ્ધ થઇ. ઐરાવત હાથી એમને ધારણ કરવા ગયો. તેને ગંગાજીએ પોતાના પ્રવાહમાં તણાવી દઇને મૃતપ્રાય દશાને પમાડયો અને પછી દયા કરીને તેને છોડી દીધો. ત્યારપછી ગોમુખી નામક સ્થાનથી એમણે ભારત-વર્ષમાં પ્રવેશ કર્યો. માર્ગમાં જહ્નુ મુનિની યજ્ઞભૂમિને ડૂબાવી દીધી અને યજ્ઞનાં દ્રવ્યને રેલમાં તણાવી દીધું. મુનિએ કુપિત થઇને સમસ્ત ગંગાજળનું

---

* પદ્મપુરાણના મત પ્રમાણે અલકનંદા એ સ્વર્ગમાં વહેનારાં ગંગાજીનું નામ છે. ગંગાજી બ્રહ્મલોકમાંથી ઉતરી મેરૂ પર્વતની નીચે ગંગોત્રીમાંથી નીકળીને અલકનંદા, જાહ્નવી અને અધોગંગા એ ત્રણ ધારામાં વહેવા લાગ્યાં. તેમાં અલકનંદા એ સ્વર્ગમાં વહેનારી ધારા, જાહ્નવી પૃથ્વીમાં વહેનારી ધારા અને અધોગંગા એ પાતાળમાં સગરપુત્રોના ઉદ્ધાર માટે અવતીર્ણ થએલી ધારા. આ પ્રમાણે ત્રણ સ્વરૂપે ત્રિલોકને પાવન કરવા લાગ્યાં.

પાન કર્યું. ભગીરથે જહ્નુ મુનિને સ્તુતિ કરી પ્રસન્ન કર્યા ત્યારે તેમણે જાનુ વિદારીને ગંગાજીને બહાર કાઢયાં. એમ જહ્નુની કન્યાના સ્થાને હોવાથી જાહ્નવી નામે ખ્યાતિ પામ્યાં. પછી અવ્યાહત ભાવે ભગીરથે માર્ગ દેખાડયો તેમ વહીને પાતાળમાં પધાર્યાં. પાતાળમાં એ અધોગંગા નામે ખ્યાતિ પામ્યાં અને એ રૂપે પોતાનાં પુણ્ય સલિલના સ્પર્શથી સગરપુત્રોની મુક્તિ કરી.

એકદા ગંગાજી બ્રહ્માજી પાસેથી પાછાં ફરતાં હતાં, ત્યારે માર્ગમાં અભિશપ્ત વસુગણો સાથે એમનો મેળાપ થયો. તેમનાં સ્તવન અને અનુનયથી પ્રસન્ન થઇને પોતે માનવી રૂપે તેમને ગર્ભમાં ધારણ કરીને શાપમુક્ત કરવાનું વરદાન આપ્યું. ત્યારપછી મર્ત્યલોકમાં ગંગાજીએ શન્તનુ રાજાની સાથે એવી શરતે લગ્ન કર્યાં કે, ગંગાજી પોતાની ઇચ્છા પ્રમાણે જે કાંઇ કાર્ય કરે તેમાં શન્તનુએ કોઇ પણ પ્રકારની બાધા નાંખવી નહીં. જો કાંઇ પણ બાધા–વિઘ્ન નાંખવામાં આવશે તો તુરત જ ગંગાજી અંતર્ધાન થઇ જશે. પછી ઉપર્યુક્ત આઠ વસુઓ ગંગાજીના આઠ પુત્રરૂપે અવતર્યા. દરેક પુત્રને જન્મતાંની સાથે ગંગાજી જળમાં પધરાવતાં. એ પ્રમાણે સાત પુત્રને જળમાં પધરાવ્યા પછી આઠમા પુત્રને જેવાં ગંગાજી જળમાં પધરાવવા ગયાં કે શન્તનુ રાજાએ એ પુત્રને બચાવવાનું સુચવ્યું. એ પુત્રને બચાવ્યો તો ખરો, પરંતુ ગંગાજી એ દેવવ્રત નામના પુત્રને લઇને અંતર્ધાન થઇ ગયાં. ત્યારપછી દેવવ્રત ઉમ્મર લાયક થતાં ગંગાજીએ આવીને તેને શન્તનુ રાજાને સોંપ્યો. અને પાછાં અંતર્ધાન થઇ ગયાં. એ દેવવ્રત પોતાની આજન્મ બ્રહ્મચર્યપાલનની પ્રતિજ્ઞા પરથી ભીષ્મ કહેવાયા.

(૨) બીજી આખ્યાયિકા આ પ્રમાણે છેઃ–દેવર્ષિ નારદજી એક દિવસે નાના પ્રકારનાં રાગરાગિણીથી યુક્ત એવું સંગીત ગાતા હતા. દેવર્ષિની સંગીતની ત્રુટિઓને લીધે રાગરાગિણીઓનો તાલભંગ થવા લાગ્યો. પરંતુ નારદજી તે જાણી શકયા નહીં. તેમનાં મનથી તે એમ જાણતા હતા કે મારા જેવું આશ્ચર્યકારક સંગીતનું જ્ઞાન બીજું કોઇ ધરાવતું નથી. નારદજીના આ અભિમાનનું ખંડન કરવા માટે ઉક્ત રાગરાગિણીગણ વાંકાચુંકાં–વિકલ–અંગવાળાં નરનારીનાં સ્વરૂપ ધારણ કરીને નારદજીના માર્ગમાં આવીને પડયાં.

નારદજી તે માર્ગે થઈને જતા હતા, તે સમયે એ નરનારીને જોઈને તેમનાં અંગવૈકલ્યનું કારણ તેમને પૂછ્યું, ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે નારદ નામના એક ઋષિ મનમાં એવું ધારે છે કે સંગીતશાસ્ત્રમાં તેમનું જ્ઞાન અગાધ છે, પરંતુ ખરી રીતે એ શાસ્ત્રનું તેમને ઝાઝું જ્ઞાન નથી. અમે રાગો તથા રાગિણીઓ છીએ. નારદજીએ આલાપ કરતી વખતે અમારાં અંગો મારીમચડીને એવાં વિકલ કરી નાંખ્યાં છે કે હજી સુધી સાજાં થઈ શક્યાં નથી. આ સાંભળી નારદજીનો અહંકાર ગળી ગયો અને અત્યંત દુઃખિતભાવે પૂછ્યું, "તમારાં અંગોને સાજાં કરવાનો શો ઉપાય છે?" તેમણે ઉત્તર આપ્યો કે યદિ મહેશ્વર પોતે સંગીત આલાપે તો જ અમે અમારી પૂર્વની સ્થિતિ પ્રાપ્ત કરી શકીએ. આ સાંભળી દેવર્ષિએ મહાદેવજી પાસે જઈ સર્વ વૃત્તાંત નિવેદન કર્યો. મહાદેવજી આ સાંભળીને સંમત થયા અને બોલ્યા, "યોગ્ય શ્રોતા મળે નહીં, ત્યાં સુધી હું સંગીતનું ગાન કરતો નથી. માટે જો તમે યોગ્ય શ્રોતા મેળવી શકો, તો હું તમારી અભિલાષા પૂર્ણ કરું." નારદજીએ વિચાર્યું કે આપણે ગાયક થવાને યોગ્ય તો નથી જ, પરંતુ આ પરથી તો સંગીતના શ્રોતા થવાને પણ યોગ્ય નથી. અસ્તુ. કાર્ય તો સાધવું જ જોઈએ. મહાદેવજીને પૂછ્યું: "આ વિશ્વમાં સંગીતના ખરા શ્રોતા થવાને કોણ કોણ યોગ્યતા ધરાવે છે તેનો નિર્દેશ કરો તો હું તેમને આ સ્થળે લાવીને ઉપસ્થિત કરીશ." મહાદેવજીએ કહ્યું કે જો બ્રહ્મા અને વિષ્ણુ એ બેને સાથે લાવો તો એ બેની એકત્રિત શક્તિ મારા સંગીતનાં શ્રોતાપણાં માટે યોગ્ય ઠરે. નારદજીએ મહા પરિશ્રમથી બ્રહ્મા અને વિષ્ણુને મહેશ્વર સંમુખ પધરાવ્યા. મહાદેવજીએ સંગીતનો આરંભ કર્યો અને થોડા સમયમાં જ રાગ-રાગિણીઓનાં અંગવૈકલ્યનું નિવારણ થયું. મહાદેવજીએ સંગીત રેલાવ્યું. તેના ખરા મર્મને ગ્રહણ કરવાને બ્રહ્મા સમર્થ થયા નહીં અને વિષ્ણુ જે કંઈક અંશ પર્યન્ત થયા તે તેટલામાં જ દ્રવીભૂત થઈ ગયા. બ્રહ્મા તો સંગીતમાં એકાગ્ર થઈ શક્યા ન હોતા એટલે તેમણે પોતાના કમંડલુમાં દ્રવીભૂત વિષ્ણુને ઝીલી લેવા માંડયા. એ દ્રવીભૂત વિષ્ણુ તે જ ગંગાજી નામે ખ્યાતિ પામ્યા.

(૩) ત્રીજી આખ્યાયિકાઃ—ગંગાજી એ હિમાલયની જ્યેષ્ઠ કન્યા. હિમાલય-પત્ની મેનકા એમનાં જનની. દેવગણોના પ્રયત્નથી મહાદેવજી સાથે એમનાં

લગ્ન થયાં. પોતાની પુત્રીના વિયોગથી શોકાભિભૂત થઇને મેનકાએ ગંગાજીને શાપ આપ્યો કે તમે સલિલરૂપિણી થાઓ. ત્યારથી ગંગાજીએ બ્રહ્માના કમંડલુમાં જળરૂપે વાસ કર્યો. બાકીનું વૃત્તાંત પ્રથમ આખ્યાયિકા પ્રમાણે.

---

## પરિશિષ્ટ ૨

"ગંગાલહરી"ના રચનના સંબંધમાં નીચેની આખ્યાયિકા પ્રચલિત છેઃ—

એક સમયે અકબર બાદશાહ અને જગન્નાથ પંડિત દિવાને ખાસમાં બેસી શેત્રંજ રમતા હતા. શેત્રંજની રમતના રસમાં બાદશાહ લીન થઇ જઇ આનંદમાં આવી ગયા હતા તે સમયે જગન્નાથ પંડિતને તૃષા લાગી. બાદશાહે પાણી લાવવાનો હુકમ કરતાં અકબરશાહની એક રજપુત રાણીની લવંગી નામની પુત્રી પોતે આ તકનો લાભ લઇને જળનો કળશ લઇને હાજર થઇ, કારણ કે લવંગીએ પોતાના મનથી પંડિત સાથે વરવાનો નિશ્ચય કર્યો હોવાથી તે આવા પ્રકારની તક શોધ્યા કરતી હતી. બાદશાહ ખુશ મિજાજમાં હોવાથી પંડિતજીને એ પ્રસંગનું વર્ણન કરવાનું ફરમાવ્યું. પંડિતજીએ નીચેનો શ્લોક રચીને ગાયોઃ—

इयं सुस्तनी मस्तकन्यस्तकुंभा कुसुंभारुणं चारुचेलं वसाना ।
समस्तस्य लोकस्य चेतःप्रवृत्तिं गृहीत्वा घटे न्यस्य यातीव भाति ॥

આ શ્લોક સાંભળી બાદશાહે પ્રસન્ન થઇને જગન્નાથ પંડિતને પોતાની ઇચ્છામાં આવે તે ઇનામ માંગવાનું ફરમાવ્યું. પંડિતરાજે નીચેના બે શ્લોકથી પોતાની માંગણી રજુ કરી.

न याचे गजालिं न वा वाजिराजिं न वित्तेषु चित्तं मदीयं कदाचित् ।
इयं सुस्तनी मस्तकन्यस्तकुंभा लवंगी कुरंगीदृगंगीकरोतु ॥
यवनी नवनीतकोमलांगी शयनीये यदि लभ्यते कदाचित् ।
अवनीतलमेव साधु मन्ये न वनी माधवनी विलासहेतुः ॥

આ માગણી સાંભળી બાદશાહ વિચારમાં પડી ગયા, પરંતુ પોતાનું વચન પણ પળે અને લવંગીને જગન્નાથ સાથે પરણાવવી નહીં પડે એવી યુક્તિ વિચારી કાઢી. બાદશાહે કહ્યું કે, "લવંગીનાં લગ્ન તમારી સાથે એક જ સરતે કરી આપવામાં આવશે અને તે એ કે જો પહેલાં તમે એની આગળ બેસીને ભોજન કરો તો." રસીક કવિએ રૂપવતી લવંગીને પ્રાપ્ત કરવાના લોભમાં એ સરત સ્વીકારી, ત્યાર પછી પંડિતજીના અને લવંગીનાં લગ્ન કરાવવામાં આવ્યાં.

પંડિતરાજે યવનકન્યા સાથે લગ્ન કર્યું તે કારણથી બ્રાહ્મણોએ તેમને જ્ઞાતિ બહાર મુકયા. ઉત્તરાવસ્થામાં પંડિતજીએ જ્યારે કાશીમાં નિવાસ કર્યો ત્યારે ત્યાંના બ્રાહ્મણોએ યવનકન્યાનો સંબંધ છોડી દેવાની સરતે પ્રાયશ્ચિત્ત કરાવીને પંડિતજીને જ્ઞાતિમાં લેવાનો ઠરાવ કર્યો. પંડિતજીએ આ ઠરાવના જવાબમાં જણાવ્યું કે, "આ મ્હારી પ્રિયા સાથે જો તમે મને પાવન કરો અને અખિલ બ્રાહ્મણ જ્ઞાતિ સાથે એક પંક્તિએ સહભોજનનો લાભ અમને બંનેને આપો તો અમે તમે કહો તે પ્રાયશ્ચિત્ત કરીએ." જગન્નાથનું આ પ્રાર્થન વિદ્વાન્ પંડિતોએ અવગણી નાંખ્યું; તે પરથી "આ અપમાન કરનારા બ્રાહ્મણોનાં સામાન્ય કોટિનાં પ્રાયશ્ચિત્તનું મારે શું કામ છે, જ્યાં જગત્ત્રય પાવની ભગવતી સુરતરંગિણી ભાગીરથી ગંગા માતા મને તથા મારી ભાર્યાને પાવન કરવાને સમર્થ છે ત્યાં ?" એવો વિચાર કરીને પોતાની પ્રિયા લવંગી સાથે ગંગાજીના સૌથી ઉંચા ઘાટ પર બેસી શ્રી ગંગાજીની સ્તુતિના શ્લોકો ભક્તિભાવપૂર્વક લલકારવા માંડયા. આ પ્રસંગે ગવાયલા શ્લોકો તે જ **ગંગાલહરી** અથવા **પીયૂષલહરી** નામે ગ્રંથ રૂપે પ્રસિદ્ધ થયા. પંડિત જગન્નાથ તથા લવંગી જ્યાં બેઠાં હતાં ત્યાંથી બાવન પગથીઆં જેટલો નીચો ગંગાજીનો જળપ્રવાહ વહેતો હતો. એ પ્રવાહ પ્રત્યેક શ્લોકે એક એક પગથિયું ચઢતો ગયો અને બાવનમો શ્લોક ગવાઇ રહેતાં શ્રી ગંગાજીએ જગન્નાથ તથા લવંગીને પોતાના જળનાં બિંદુઓના છંટકાવથી ન્હવડાવી પાવન કર્યાં. આ ચમત્કાર જોઇ સર્વ બ્રાહ્મણોને આશ્ચર્ય થયું એટલું જ નહીં પરંતુ શ્રી ગંગાજીનાં પતિત-

પાવનીપણુનિો સાક્ષાત્કાર થયો અને જગન્નાથ તથા લવંગીને શુદ્ધ ગણીને તેમની સાથે જ્ઞાતિવ્યવહાર ચાલુ કરવાની તત્પરતા દર્શાવી.

આ આખ્યાયિકા નીચેનાં કારણો ધ્યાનમાં લેતાં સાચી હોય એવું લાગતું નથી.

(૧) જગન્નાથ પંડિત અકબર બાદશાહના નહીં પણ શાહજહાનના સમકાલીન હતા.

(૨) આ આખ્યાયિકામાંના શ્લોકો પંડિતરાજના કોઇ પણ પુસ્તકમાં જોવામાં આવતા નથી.

(૩) આઇને અકબરી તેમ જ અકબરના રાજ્ય વખતના લખાણોમાં જગન્નાથ વિષે તેમ જ લવંગી વિષે કાંઇ હકીકત જોવામાં આવતી નથી.

(૪) ગંગાલહરીના બાવન શ્લોકો અને બાવન પગથિયાં ઉંડું જળ એ યોગ હોવાથી આખ્યાયિકા ઉદ્દભવી હોવાનો સંભવ છે પરંતુ ગંગા લહરીનું રચન યવનકન્યા સાથે લગ્ન કર્યા પછી તે યવનકન્યા સાથે જગન્નાથ પંડિતના પ્રાયશ્ચિત્ત માટે થયું હોય એમ સાબીત થઇ શકતું નથી, કારણ કે ગંગાલહરીના કોઇ પણ શ્લોકમાં લવંગીના નામનો કોઈ પણ ઉલ્લેખ નથી તેમ જ "અમને બંનેને પાવન કરો" એ ભાવની પ્રાર્થના જોવામાં આવતી નથી. માત્ર "આ ઘોર પાપી જગન્નાથને પાવન કરો" એવી પ્રાર્થના જોવામાં આવે છે. વળી જ્ઞાતિજનોના દ્વેષ માટે પણ જરા પણ ઇસારો જોવામાં આવતો નથી.

---